# લયલાએ દમિશ્ક

ઉર્ફે

# સિરીયાની સુંદરી







"ઇન્સાફ" કાર્યાલય

# લયલાએ દમિશ્ક

યાને

# સીરિયાની સુંદરી.



ઉર્દુમાં લખનાર :—

મવલાના અબ્દુલહલીમ "શરર"



અનુવાદ છપાવી પ્રગટ કરનાર

'ઈન્સાફ' ઓફીસ

ઈસ્લામપુરા મુંબઈ નં. ૪.

૧૩૪૫ હિજરી. ૧૯૨૭ ઇ. સ.

એક રૂપીયો.

# Mr. KASAMALI DAWOODBHOY



## મી૦ કાસમઅલી દાઉદભાઇ

તે

ખોજા સુન્નત જમાતની મેનેજીંગ કમીટીના પ્રેસીડેન્ટ,
બાઈ જેનાબાઈ ચેરીટેબલ ટ્રસ્ટના ટ્રસ્ટી, જમાલ
સેનેટેરીયમના ઓ૦ સેક્રેટરી

# અર્પણ પત્રીકા.

## મે. જનાબ કાસમઅલીભાઈ દાઉદભાઈ,

ખોજા સુન્નતજમાતના મેનેજીંગ કમેટીના પ્રેસીડેન્ટ સાહેબ,
મુંબઇ.

તમારી મારા તરફની માયાળુવૃત્તિ તથા હમદરદી
તેમજ મારા દરેક કામમાં તમોએ આપેલી
કિંમતી સલાહ મને હરહંમેશ ફાયદાકારક
નીવડી છે. તમારા દરેક અહેસાનો હું
વાળી શકું તેમ નથી.

મારા તરફથી હાલમાં પ્રગટ થતી

**લયલાએ દમિશ્ક**

નામની ઇસ્લામી ઇતિહાસિક વાર્તા
તમારા નામે અર્પણ કરવા
મુનાસીબ ધારૂં છું તો
તમો મારા એક સાચા સ્નેહીભાઇ તરીકે તે
કબુલ ફરમાવશો.

ઈસ્લામપુરા, મુંબઈ ૪.
રમઝાન મુબારક
૧૩૪૫ હિજરી.

લી૦ તમારો,
મુનશી ફત્હેખાન
"દિલકશ."

# સીરીયાની સુંદરી

## અથવા

# લયલાયે દમિશ્ક.

## પ્રકરણ—૧ લું

### દમીશ્કનો ઘેરો.

તૌહીદ કે નારોંસે સોતોં કો જગા દેંગે,
ગફલત કે મરીઝોં કો, એક દમમે શફા દેંગે;
કાંધોં પે લીયે પરચમ, અલ્લાહુકી તાઅતકા,
યસરબસે વોહ નિકલે હેં, આલમકો ધુમા દેંગે.

હીજરી સન ૧૩ ના જમાદીઉલ અવ્વલની ૨૮ મી તારીખે આપણી નવલ કથાનો આરંભ થાય છે. એજ વર્ષમાં અસહાબે રસુલુલ્લાહે (સ.) અજનાદીનનો અજેય ગઢ જીતી દમાસકસ તરફ લગામો ઉઠાવી હતી અને જમાદીઉલ આખરની શરૂઆતમાં ઇસ્લામી સેનાએ દમાસકસ ઉપર ઘેરો ઘાલ્યો છે. લશ્કરે ઇસ્લામના વડા સેનાપતી હઝરત ખાલીદ બીન વલીદ (ર.) છે.

સીરીયાનું દમાસકસ શહેર જગવિખ્યાત શહેરોમાં અગ્ર સ્થાન ભોગવતું મુખ્ય શહેર છે. બૈતુલમુકદ્દસ જેરૂસલેમથી ૧૨૦ માઇલના અંતરે દક્ષિણ દિશામાં આવેલી મજબુત કીલ્લે બંદીમાં આબાદ છે. એક ઝમાનામાં બની ઇસરાઇલોની વીજયી ધજા ઉડતી હતી, પરંતુ કાળની ક્રાંતી અને જમાનાની અલટાપલટીએ બની ઇસરાઇલોને પાયમાલ કર્યા ત્યારે આ

અમાનત કુદરતે હઝરત ઇસા (અ૦) ના અનુયાયીઓના હાથમાં સોંપી અત્યારે પણ આ શહેર ઉપર રોમન શહનશાહ હરકુલની સત્તા ચાલે છે. શહેરની વસ્તીનો મોટો ભાગ ઇસાઇઓથી વસાએલો છે. પરંતુ થોડાક કમનસીબ યહુદીઓ પુરાતન બની ઇસરાઇલોના સ્મરણ સ્વરૂપ જોવામાં આવે છે. રાજ્ય વહીવટમાં તેમની કશી પ્રતિષ્ઠા નથી, કારણકે આ સમયના વહીવટદારોની રાજ્યનીતી અતીશય ઇર્ષાભરી અને આપ અખત્યારી સ્વતંત્રતા ઉપર રચાયેલી છે. ઇસાઇયોના અન્તરપટ ઉપરથી યહુદીયોના અત્યાચારોની વાર્તાઓ હજુ નાશ પામી નથી. હઝરત ઇસા (અ૦) ને સુળીએ ચઢાવ્યાના બનાવને જો કે સાડી છ સદીઓ વીતી ગઇ છે અને શહનશાહ પલાતોસના રાજ્ય અમલ દરમીયાન જે અપરાધી કુટુંબોના હાથો માસુમ નબીના ખુને નાહકના લોહીથી રંગાયા હતા તે અત્યાર વેરનાં નાબુદ થઇ નાશ પામ્યાં છે છતાં દીને મસીહીના અનુયાયીઓની રચના એવા સંજોગો વચ્ચે થઇ છે કે આ ખુને નાહકની યાદ તેમના અંતઃકરણમાં દુનિયામાંથી યહુદી જાતિનો લોપ કરતી પળો લગી ચાલુ રહેશે. કારણ કે ઇસાઇ આલમે સુળીના ચિન્હને એટલા માટે હઇયાનો હાર બનાવી તેની પ્રાર્થનાને મુકિતનું સાધન ઠરાવી રાખ્યુ છે કે બની ઇસરાઇલોના અત્યાચારોની યાદ સિપાહોના મન ઉપરથી ભુંસાઇ ભુલાઇ શકે નહી અને તે કાળા કેર તરફથી કોઇ ગાફેલ થાય નહી.

બની ઇસરાઇલોના જીવન માટે અત્યારે કોઇ જોખમદાર નથી. જ્યાં પણ જાય છે ઇસાઇ વહીવટદારોના પંજામાં શિકારી જાનવરો માફક સપડાઇ નાશ પામે છે. દમાસકસમાં જો કે થોડાક યહુદીઓ છે, પરંતુ દરેક પળ તેમના જાનમાલ જોખમમાંજ છે. જ્યારે પણ સરકારને જાન અથવા માલની જરૂર પડે છે ત્યારે પ્રથમ યહુદી ઘેટાંની ઊન ઉતારવામાં આવે છે. આજના ઇસલામી ભયની ઘડીએ સીરીયાની સરકારને ભારે ભયમાં નાખી છે. દમાસકસનો ગવરનર તુમા છે. તે રોમન શહનશાહ હરકલનો જમાઇ છે. રાહત અને દીવસ એશઆરામ અને રાહતની ચિંતા રહિત મદિરામાં મસ્ત રહેનારા શહનશાહના આ જમાઇને પણ શય્યા ઉપર શરીર નાંખ્યાને બબ્બે દીવસ વીતી જતા. લશકરની તઇયારી માટે જાત જાતના પ્રયત્નો કરવા પડે છે. સ્વાભાવિક કાયરતાના સબબે યહુદી પ્રજા ઉપર બેવડો કરનો ભાર નાંખવામાં આવ્યો છે. આટલું કર્યા પછી

પણ તુમની સરકારે યહુદીઓમાંથી એક લશકરી ટુકડી ઉભી કરી છે. અને મોરચામાં બેસી દુશમનો ઉપર તીર અને પથરા વરસાવવાનું કામ તેમને સોંપવામાં આવ્યું છે. શહેરને ફરતા કોટ ઉપર આ લોકોને બેસાડવામાં આવ્યા છે. શહેરના બારણાં અંદરથી બંધ કરી દુશમનોને પરાસ્ત કરવાની ઇચ્છા છે.

મુસલમાનોએ બહાદુરી સાથે શહેરને ઘેરો ઘાલ્યો છે. બાબુલ સગીર ઉપર યઝીદ બીન અબુ શુફિયાન પાંચ હજાર મુજાહીદો સાથે, બાબે તુમા ઉપર હઝરત સરજીલ બીન હસના—કાતિબે વહી પુરતા સિપાહો સાથે, બાબુલ ફિરદોસ તરફ ઉમર બીન આસ પોતાના લશકર સાથે, બાબે કીસાન તરફ ઇબ્ને કયશ અને તેમનું લશકર, બાબે મરકસ બંધ હતો તે તરફથી લડાઈનો ભય નહોતો, એટલે તકેદારીની કશી જરૂર નહતી. તેથીજ દમાસકસ જીતાયા પછી આ દરવાજાનું નામ અરબોએ બાબુલ સલામત પાડયું હતું. બાબે શરકી ઉપર સેનાપતિ ખાલિદે પોતે ડેરો નાંખ્યો હતો અને બાબે જારીયા સન્મુખ અબુ ઉબયદા બીન જર્રાહ હતા. બે હજાર સવારો સાથે દરાર બીન અઝોરને પહેરો ભરવા માટે નિમવામાં આવ્યા હતા.

ઇસ્લામી સેનાપતિની ગોઠવણ જોઇ શહેરીઓ છુટાપણા માટે સાવ નિરાશ થયા હતા. તેઓએ મજબુત ઠરાવ કર્યો હતો કે ગુલામીની જીંદગીમાં રહેવા કરતાં લડાઇમાં બહાદુરી સાથે કપાઇ મરવું હજારગણું બેહતર છે. તેઓ જીવપર આવ્યા હતા અને ઠરાવ કર્યો હતો કે અમારી જીંદગીમાં દુશ્મન ધન. દોલત અને પરિવાર ઉપર કબજો કરે, ધાર્મિક આચરણને ભ્રષ્ટ કરે, જન્મ ભુમિને અપવિત્ર કરે એ અશકય છે. આ તેજ પવિત્ર લાગણીઓ અને ઇચ્છાઓ છે જેને અંતરપટ ઉપર કોતરી રાખવાનો દુનિયાની સઘળી પ્રજાઓને કુદરતે સમાન હક બક્ષ્યો છે. પરંતુ લાગણીઓ ને માત્ર અપીલ કરવાથી કાંઇ વળતું નથી. નિર્બળમાં નિર્બળ પ્રજા પણ પોતાની સ્વતંત્રતાનો લોપ થતી વેળા ક્રોધાવમાન થતી જોવામાં આવી છે. છતાં સબળ સત્તા સાથે અથડામણમાં આવતાં પ્રાણ જેવી વ્હાલી વસ્તુની પણ દરકાર નહી કરવી એ સાચા અને શુદ્ધ જાતિ પ્રેમિયોનું કર્તવ્ય છે. રોમન પ્રજા અને દમાસકસના શહેરીઓ, ઉભય ઉપર સ્વતંત્રતા ટકાવી રાખવાની વીજળીક અસર થઇ છે. મરવા અને મારવાના

છેવટ ઉપર આવ્યા છે, છતાં શહેરના કીલ્લાની બાહર પગ મુકવાની હીમ્મત નથી અથવા અનુકુળ સંજોગોના અભાવે શહેરના કીલ્લા ઉપરથી તીરો વરસાવી મુકાબલો કરી રહ્યા છે. એમ કહો કે મુસલમાનોના વિજયથી ધસારા ઉપર ધુળ ઉડાવવામાં આવે છે અથવા હૃદયની બળત્રા કાઢવામાં આવે છે. પરંતુ આવી રીતની લડાઇમાં નુકસાનીનું પ્રમાણ મુસલમાનોને વધુ સોસવું પડે છે. જો રોમનો દશ ટકા મરાતા તો મુસલમાનોમાંથી ૨૦ કે ૨૫ ટકા ઘાયલ અને શહીદ થતા. આફતાબ આકાશની મધ્ય રેખા ઉપર હતો. એવા મધ્યાન્હ કાળે ખલીફા અબ્બાબકરે સિદીકના કાસદ અબ્દુલ રહેમાન, બાબે શરકી આગળ પહોંચ્યા. ખલીફાનો પત્ર હઝરત ખાલીદના હાથમાં મુકી, મદીના વાસીઓની ખેરીયત અને મદદ માટે વધુ લશ્કર આવવાની મુસલમાનોને ખુશ ખબર આપી. ખાલીદ બીન વલીદે ખીલાફતનો પત્ર વાંચી શબ્દે શબ્દ સીપાહોને સંભળાવ્યો અને જુદી જુદા મથકે ફેલાયેલા સીપાહોને સંભળાવવા ખીલાફતનો પત્ર આખા સેનામાં ફેરવવામાં આવ્યો. પત્રમાં લખ્યું હતું કે—

"રસુલુલ્લાહ (સ.) ના ખલીફા અબુબકર (સિદીક) તરફથી ખાલીદ બીન વલીદ અને તેમના સોબતીયો જોગ. પ્રથમ અલ્લાહ પાકનાં વખાણ કરવાં સત્ય છે. તે વગર કોઈ માબુદ નથી અને દરૂદ મોકલું છું અલ્લાહના નબી મોહમ્મદ (સ.) ઉપર. તે પછી તમને ફરમાવવામાં આવે છે કે ખુદાની બ્હીક રાખજો, પરહેઝગાર રહેજો, મુસલમાનો સાથે નરમાસથી વર્તજો, દરેક કામમાં મુસલમાનો સાથે મશવેરો કરતા રહેજો, મને આનંદ થાય છે કે ખુદાએ તમને ફતેહમંદ કર્યા અને પોતાનો વાયદો કાફરોને હરાવી તમો ઉપર પુરો કર્યો. આગળ વધો એટલી હદ સુધી કે ખુદાની નાફરમાન પ્રજાઓને વટાવી જાઓ. સીરીયાની ફળદાયક વાડીઓમાં જાઓ ખુદા તમને ફતેહ આપશે. તે પછી હમસ અને મોઅરાતની તરફ અને પછી અંતાકીયા જીતી લ્યો ત્યાં સુધી સલામતી રહે તમારી અને તમારા સોબતી મુસલમાનોની."

"તમે રાજી થશો કે યમનના બહાદુરો અને મક્કાના સરદારોને તમારી મદદ માટે મોકલવામાં આવ્યા છે તેઓ તમારી મદદ કરશે, ઉમર બીન માદીકર્બ અને માલીક અશતર (ર.). વીજેતા તરીકે તમે અંતાકીયા ઉપર પહોંચો ત્યારે યાદ રાખજો કે શહનશાહ હરકુલ ત્યાંજ રહે છે. જો

તે સુલેહની ઇચ્છા બતાવે તો તમે પણ સુલેહ કરજો અને જો તે લડાઇ માગે તો તમે નીડરપણે સામે થજો. પર્વતોના શીખરો અને ખીણોના જોખમ ભર્યા રસ્તા વટાવતાં સાવચેતી રાખજો. લશ્કરને સંભાળ સાથે લઇ જજો. જો કોઇ નવી ઘટના જણાય તો મારી પાસેથી પરવાનગી મેળવજો. હું જાણું છું શહનશાહ હરકુલનું મોત નજીકમાં છે. "કુલ્લો નફ્સીન ઝાયકતુલ મોત." ફકત સલામતી રહે તમારી."

પત્ર સાંભળી સઘળાને આનંદ થયો. વધુ લશકર આવ્યાના સમાચાર જાણી અરબોનાં વીર લોહીમાં ગરમાઇનો ઉછાળો થયો. આખો દીવસ દુરની લડાઇ ચાલુ રહી. આફતાબ અસ્તાચળે જતાં બન્ને તરફનો મારો મોકુફ રહયો. સીપાહો છુટા પડયા. મુસલમાનો પોતાના તંબુઓ તરફ પાછા ફર્યા. દરાર બીન અઝોરે રાત્રે કોટની ચોરમેર પહેરો દેવા માંડયો. ઇસ્લામી કેમ્પમાં તકબીરના અવાજો રાત આખી થતા રહયા રોમનો પણ ઉશકેરનારા ધાર્મીક અવાજોથી શહેરને ગજાવતા રહયા દેવળે ઘટ વાગતા રહયા. કોટ ઉપર મશાલો રોશન કરવામાં આવી. દમાસકસના વતનીઓ માટે આજની રાત ભય અને આશાની રાત હતી. આખા દીવસની ખુનખાર લડાઇ પછી પણ દુશમનનો ભય દુર કરી શકયા નહી. વાળુથી પરવાર્યા પછી શહેરના આગેવાનો અને અકાબરો એક જગાએ એકત્ર થયા. વિચારોની અદલા બદલી અને દુશમનનો ભય દુર કરવાની યોજના ઘડવા માટે વાતચીત થવા માંડી. અકાબરો અને સમજુ શહેરીઓએ એક વૃદ્ધને સભાનો પ્રમુખ નેમ્યો. પ્રમુખે શહેરીઓ અને અકાબરોને સંબોધતાં કહેવા માંડયું.

"અરબો જેવી અતિ જડવાદ પ્રજાસાથે આજે આપણે કામ લેવાનું છે. મામલો કઢંગો અને ચિંતાભર્યો છે. સંસ્કારી જગત જડવાદી અરબોને હલકી અને નઠારી પ્રજા તરીકે ઓળખાવે છે. અસભ્યતાના આગેવાન ઉપાસકો તરીકે તેમને ઓળખાવવામાં આવે છે. તેથીજ તેમની તરફ કોઇની દ્રષ્ટિ ગઇ નથી. સીકંદરે આઝમે (અલેકઝાન્ડર ધી ગ્રેટ) આ જંગલીઓ અને તેમની માતરૂભુમિને પોતાની સર્વ વ્યાપિ વિજયમાં શામેલ કરવાની જરૂર ગણી નહોતી. કારણ કે ત્યાં સંસ્કાર અને સભ્યતાનો વિકાસ કરવો અશકય હતો. પરંતુ આજની આશ્ચર્યભરી હાલત આપણી આંખો જોઇ હેરતમાં પડી છે. જુજ દીવસોનાં જંગલી અરબોનાં કામો, લડાયક જુસ્સો, એકસંપી અને હીમ્મત ભરી બહાદુરીએ દુનીયાના શહનશાહને વિચારમાં

નાંખ્યા છે. જ્યારથી આ જંગલી અને અસભ્ય પ્રજાએ વિજયક્ષેત્રમાં પગ મુકયો છે ત્યારથી અત્યાર સુધી તમે નહી સાંભળ્યું હોય કે કોઇ પણ મથેક તેમનો પરાજય થયો હોય. થોડા વખત માટે કદાચ માનવામાં આવે કે આપણે સાંભળેલી વાતો અતિશયોકિત વગરની નહોતી, છતાં પણ આપણી સામે ઉભી થયેલી સ્થીતી તે બનાવોના ખરાપણાની સાક્ષી આપે છે. આપણા લશ્કરની તપાસ કરો અને તે અસિદ્ધ લડાઇઓનો અડસટો કાઢો જેમાં તમારા લાભ અને હિતના સઘળા સાધનો ઉપર તમારો કાબુ હતો. યારે આપણે નિર્બળ રહયા એટલુંજ નહિ પણ આપણા સરદારો અને સીપાહોના હૃદયો ઉપર બહાદુર અરબોની વીર હાકલનો ભય છવાયેલો જોવામાં આવે છે."

"કોણ કહી શકે છે કે ઘેરાની મુદ્દત લંબાતાં પરીણામ આપણા લાભમાં આવશે. હાનીમાં કે ઘેરો પડયા પછી લડાયક દ્રષ્ટિએ વિચાર કરતાં સ્પષ્ટ દેખાય છે કે ઘેરાયેલી અને ફસાઇ પડેલી લશ્કરી શકિત ભાગ્યેજ વિજયી નીવડે છે. સંજોગો સ્પષ્ટ રીતે બતાવે છે કે અરબો સાથે અત્યારે સુલેહ થવી જોઇએ અને આફતનાં જે વાદળો થોડા દીવસમાં આપણા માથા ઉપર પડવાનાં છે. તેને સુલેહના સંદેશા મારફતે રહેલાઇથી દુર કરવાં જોઇએ."

"હુ પુછવા અને જાણવા માગું છું કે મુસલમાનો જે શરતો ઉપર સુલેહ કરવા રાજી થાય તે આપણે કબુલ કરવી જોઇએ કે! કારણ કે તમારામાં લડવાની શકિત નથી, તેમ નથી તમે આજ નાદીન જેવા બહાદુર આપણું લશ્શકર હરકલીયા, બતારીકા, અરાહા, અને કયાસરાના બહાદુર યોદ્ધાઓના બાહુબળ તળે જીવ ઉપર આવી લડયા છતાં મુસલમાનો સામે જીતી શકયું નહી. મુસલમાનોએ તે સઘળાને દળી નાંખ્યા."

સભાજનો તરફથી પ્રમુખનો ઉપકાર માની કહેવામાં આવ્યું.

"તમારી સલાહ માટે અમે મગરૂર છીએ. કોમના પ્રતિનિધિઓને કોમનું કેટલું દર્દ છે એ અમે જાણીએ છીએ. કોમના હીતેચ્છુઓજ કોમના હીત ઉપર નજર રાખે છે. છતાં ચોકકસ રાજયદ્વારી અને ધાર્મીક જરૂરીઆતો અને સંજોગો એવા પણ આવી પડે છે કે જેનો ફડચો રાજયના વહીવટદારો અને ધર્મના આગેવાનોની સલાહ વગર થઇ શકતો

નથી. અમે એવા અભિપ્રાય ઉપર આવ્યા છીએ કે આપણ સઘળાએ ગવરનર તુમા અને નાયબ ગવરનર હરબીસની મુલાકાત લેવી જોઇએ અને તેની સાથે મશવરો કરવો જોઇએ. જો તે આપણી સહાયતાનું વચન આપે. તો ખેર, નહીતર સુલેહના દરવાજા હરવખત ખુલ્લા છે. અમે માનીએ છીએ કે તુમા અવશ્ય આપણી મદદ કરશે."

રાતના ૧૨ વાગ્યા છે. ગવરનર તુમા શાહી મહેલમાં લડાઇની સ્થીતી ઉપર ચીંતા ભરી આલોચના કરતો બેઠો હતો. માથુ નમેલું છે. ટેબલ ઉપર કોણીનો આશરો લઇ કપાળે હાથ ચોંટેલા છે. વચવચમાં તેના હાગ કંપી ઉઠે છે. ક્ષણે ક્ષણે ચ્હેરાનો રંગ પલટાતો જાય છે. અંતરના ઉંડા શ્વાસ સાથે નીકળતા નિશ્વાસમાં હદ ઉપરની ગમગીની સ્પષ્ટ રીતે તરી આવે છે.

વખત વીત્યો સંત્રીએ મોગરી હાથમાં લીધી પીતલની લીકતી ઘડી યાળ સાથે અફાળી એક વાગ્યો. વિચાર તરંગમાં બેભાન બેઠેલો તુમા ચમકયો. માથું ઉઠાવ્યું. આળસ મરડી, પોતાની સ્થીતીનું ભાન થયું. ખુરશી ઉપર ટટાર થઇને બેઠો. નીરાશાનો નિશ્વાસ નાંખ્યો શબ્દ ધ્વની મ્હોંમાંથી નીકળ્યો અને હવા સાથે ભળી ગયો. તુમા ગંભીરપણે મન સાથે વિચાર કરવા લાગ્યો.

વિચારોમાંજ રાતનો એક થયો. કશી પણ યુક્તિ ધ્યાનમાં જમતી નથી. કાલે તે જંગલી વરૂઓ સાથે કેવી રીતે પહોંચી શકાશે. આજની લડાઇમાં મારા ૫૦૦ માણસો માર્યા ગયા. મારા સીપાહો કીલ્લાની ઉપર હતા. ઘણી ઉંચાઇથી તીર ચલાવવામાં આવ્યા હતા. છતાં મરણીઆ અરબોએ મચક આપી નહી. અત્યારે મારી પાસે દશ હજાર સીપાહો છે. જો ઘેરો લંબાય તો આખી પ્રજા અમારી વીરૂદ્ધ જશે. સામાન્ય લોકો લડાઇનાં સંકટો ઝીલી શકે નહી આયાત નીકાસના દરવાજા બંધ છે. સઘળાં સાધનો ભાંગી પડયાં છે. સઘળો સંબંધ તુટી ગયો છે. જુદા જુદા મેદાનોમાં લડયા પછી થયેલી હારની લશ્કર ઉપર નઠારી અસર થઇ છે. સીપાહીોનાં મન કચવાતાં જણાય છે. આજેજ શહેરની બાહર નીકળવાનો પ્રયત્ન કરવામાં આવ્યો પણ બાહર જવાની અને લડવાની એક પણ સીપાહીએ હીમ્મત બતાવી નહી. જો સ્થિતિ આવીજ રહે તો ઇસાઇ મઝહબની અને રોમન શહનશાહતની જીંદગી ભારે જોખમમાં આવી

પડે. જંગલી અને સભ્યતા વગરના અરબ વરૂઓ અમને ફીંદી નાંખશે અફસોસ કેવા નઠારા અને ભયાનક સંજોગો આવતા જાય છે.

ઓરડા તરફ આવતા માણુસના પગનો અવાજ આવતાં તુમા ખુરશી ઉપર ટટાર થયો. સામેના દરવાજાથી સંતરી અંદર દાખલ થયો. લશ્કરી સલામ બજાવી ખુણા આગળ ઉભો રહયો. તુમાએ ગંભીર સાદે પુછયું.

"કેમ ! શું કામ છે !"

"અન્નદાતા" જમીન સરસો ધુંટણીએ પડતાં સીપાહી બોલ્યો શહેરના પ્રષ્ઠિત આગેવાનો આટલી રાત્રે દરવાજા ઉપર ઉભા છે અને તમો નામવરની હજુરમાં હાજર થવાની પરવાનગી માગે છે.

"વારૂ. આવવા દો" તુમાએ સીપાઇને રજા આપી. સંત્રીએ બાહર જઇ આવેલા માણુસોને તુમાનો હુકમ સંભાળ્યો. દમાસ્કસના અકાબરો તુમા બેઠો હતો ત્યાં આવ્યા. સઘળાએ વાંકા વળી સલામો કરી. તુમા મનમાં સમજયો. મામલો ચીંતા ભર્યો નથી. પ્રજાના અકાબરો બદદીલ થયા જણાતા નથી. અકાબરોને બેસવાની પરવાનગી આપતાં તુમાએ કહ્યું.

"વ્હાલા અને આબરૂદાર પ્રજાજનો! આટલી રાત્રે તમારી હાજરી ચીંતા વગરની હોય નહી. લડાઇના સંજોગોમાં તમને વેઠવી પડતી હાડમારીઓ અને સંકટો તરફ મારી સંપુર્ણ દિલસોજી છે."

"માનવંત સરદાર ! બેશક અમારા સુખ દુઃખ અને હીતાહીતની અમારા કરતાં તને વધારે ચિંતા છે. અમારી સ્થીતી અમારા કરતાં તુ વધારે જાણે છે. તારા બહાદુર જીગરમાં અમારા માટે ભારે દુઃખ છે. અમારા સુખ દુઃખમાં તું બરોબરનો ભાગીદાર છે તેથી અમે માનપુર્વક વીનવીએ છીએ કે તુ અમને રક્ષણુ આપ. સંકટોના વરસાદ સામે અમારી રક્ષા કર.

માત્ર અમનેજ નહી પણ તને પોતાને પણ બચાવી લે. આ અરબોએ તરવારના બળ વડે અમારાં સારાં સારાં શહેરો ઉપર કબજો કર્યો છે. અમારામાં તેમની સામે થવા જેટલી શકિત નથી. અમે માત્ર તારી દયા ઉપર છીએ અરબો સાથે સુલેહ કરવા જો તું આગળ થતો હોય તો અમે તારી સાથે છીએ. અથવા અમારી મદદ માટે લશ્કર મોકલવા શાહજશાહને સમજાવ. શહનશાહ જબરૂં લશ્કરી આવી પડેલી આફત

સામે અમારૂં રક્ષણ કરે. અમે હલાકીના કીનારે ઉભા છીએ. અમારી સબુરી અને સંતોષ હવે ખુટી ગયાં છે."

"દીલગીર, અફસોસ!" તુમાએ મંદ હાસ્ય કરતાં કહેવા માંડયું "લડયા પહેલાં નાસવાની યોજના કરવા તરફ ઢળી પડતી તમારાં જેવી કાયર પ્રજા ઉપર મને અફસોસ થાય છે. દુશમનના ખોળામાં બેસી આકાશે ઉડવા અને જીવતા રહેવાની ઇચ્છા કુદરતના નિયમ વિરૂદ્ધ નથી? બહાદુરી ભર્યાં વીર મૃત્યુએ રણમાં જીવ આપનારા રણશુરા જવાનોના જીવનને, તેમના વંશજોએ ગુલામીની નીચ વૃત્તિ ઉપર કુરબાન ન કર્યું હોત તો અત્યારે જંગલી અરબો આપણા ગુલે ગુલઝાર દેશને ઉજ્જડ વેરાન કરી શકત નહી. શહનશાહના ચરણની સોગન ખાઇશ કે આપણી કોમની કાયરતા આપણા પરાજયનું કારણ છે. હું અભિમાન ભર્યાં દાવા સાથે કહી શકું છું કે આપણા કેળવાયલા અને સુધરેલા લશ્કર સામે ટકી રહેવા જેટલું બળ જંગલી અરબોમાં નથી. તેઓ એવી જગ્યાએ આવી ફસાયા છે કે જ્યાંથી તેઓ સલામત જઇ શકતા નથી. અમારી યુદ્ધ કળાની એક કુનેહ હતી કે વગર જરૂરના શહેર હાર જીતની રમત તરીકે અરબોને આપી તેમની વૃત્તિઓ અને ઇચ્છાઓને લાલચ અને હીંસ તરફ દોરી છે તેમને લાલચુ બનાવી અહીં સુધી ઘસડી લાવ્યા છીએ. અરબો પોતાના મુખ્ય મથકથી વિખુટા પડી એટલી દુર આવ્યા છે કે તેમની તબાહી સામે દેખાય છે. કોઇ જાતની મદદ તેઓ મેળવી શકતા નથી. મને અભિમાન છે કે અત્યાર સુધી અમારી કુનેહ અરબો સમજી શકયા નથી અને સમજી પણ શકશે નહી, કારણ ખુદાવંદ યસુએ તેમની આંખો ઉપર ગફલતનો પરદો નાંખ્યો છે. પવિત્ર શકિતઓ જો અમારી મદદ કરે તો અરબો જ્યાં આવ્યા છે એ તેમની છેલ્લી લડાઇ છે. તેઓ પોતાની જીંદગીના દીવસ ભરાઇ ગયલાજ જોશે. તેમનો કોઇ હુમલો અમારો વાળે વાંકો કરી શકશે નહી અને કદાચ જીવ સાથે રમત કરી તેઓ અમારી નજીક આવશે તો તેમની લાશો લોહીમાં રગદોળાએલી તમે જોઇ લેશો. નિશ્ચિંત થઇ તમે ઘરમાં બેસો અને જ્યારે પ્રજા, દેશ તથા પવિત્ર ધર્મને તમારી મદદની જરૂર પડે ત્યારે બહાદુરી સાથે રણે ચઢજો."

"માનવંતા સરદાર!" પ્રમુખે અચકાતાં અચકાતાં કહેવા માંડયું. "તારી સહનશીળ અને કૃપાવંત વાતો અમે ધ્યાન પુર્વક સાંભળી.

મુસલમાનો વિષે તેં જે કહ્યું તે બધું રડતા બાળકને પટાવી લેવા કરવામાં આવતી મીઠી મીઠી વાતો જેવું છે. તેમનો ગુણ જાણીજોઈને છુપાવી અને દોષ બતાવી અમારી હીમ્મત વધારવા કરેલો યત્ન અમે સમજી શકીએ છીએ. પરંતુ બધી બાબતો આફતાબના પ્રકાશ જેવી રોશન છે, રેશમના પરદામાં એ બધું છુપાવવાનો યત્ન ફોકટ છે તેમનો નિર્બળ અને નાતવાન કહેવાતો એકેક માણસ અમારા દશ દશ લડાયક સીપાહોને ભારે પડે એવો છે. કારણકે આપણે આરામમાં રહેવાને ટેવાયા છીએ અને મરવા માટે જીવતા રહેવા માગીએ છીએ. ત્યારે અરબોના નબીએ તેમને આપેલા શીક્ષણનો સહસ્રાંશ પણ આપણામાં નથી. જો ખરેખરજ તું અમારો નીગેબાન હોય અને અમારી માલમતા તથા અમારા શહેરની રક્ષા કરવા માગતો હોય અને તારામાં શક્તિ હોય તોજ જોખમદારી ઉપાડ અને કાલે શહેરની બહાર નીકળી દુશમન સાથે મુકાબલો કરવા બહાર પડ અથવા દુશમન સાથે સુલેહ કરી અમને મોતના મ્હોંમાંથી ઉગાર.”

“સમજુ અકાબરો” તુમાએ ખુરશી ઊપર ટટાર થતાં ગંભીર પણે ચલાવ્યું “તમને પોતાની શક્તિનું ભાન નથી. એટલે મારી વાત ઉપર વિશ્વાસ આવતો નથી. હું તમને શુદ્ધ અંતઃકરણથી મારી ઉપર વિશ્વાસ રાખવા અપીલ કરૂં છું. ચોકકસ કાવત્રાંબાજો અને કોમ તથા દેશના દુશમનોએ અરબોની બહાદુરીની જે વાતો તમારા કાનમાં ફુંકી છે તેવા તેઓ બહાદુર નથી. શહનશાહની કૃપાથી જે સામાન અને કળા અમારી પાસે છે તે અરબોના સ્વપ્નામાં પણ આવી શકતું નથી. નાગા પગે અને ઉઘાડા શરીરે ઉંટનાં ખવાએલાં હાડકાં સાથે લડનારી નાદાર પ્રજા છે.”

“માનવંત સરદાર” અકાબરોએ નિરાશા ભર્યો નિશ્વાસ નાંખતાં કહ્યું “તારી વાતો ઉપર અમે કેવી રીતે વિશ્વાસ મુકીએ. જાણી જોઇને અમને ગેર સમજુતી તરફ લઇ જવાની કોશીશ શા માટે કરે છે. અમે જાણીએ છીએ કે મુસલમાનો પાસે લડાઇનાં હથીઆર કેવાં છે. છેલ્લી લડાઇમાં અમારી હાર પછી તેઓએ અમારી પાસેથી ઘણા મોટા પ્રમાણમાં હથીયાર મેળવ્યાં છે. બસરા, એતુલ, મીયાક, શેહુર અને અજનાદીનમાં રોપેસ, હાકુસ, એઝરા, બોલોસ, અને પીટર જેવા બહાદુર સેનાપતિઓને હરાવી એવું કૈં કર્યું છે કે જેનો અડસટો અમે કાઢી શકતા નથી. અમને માત્ર ફરેબ દેવા અને ઠગવા માટેજ તું કહે છે કે અરબોને કતલ

કરવા માટે દમીશ્કની દીવાલો તમે લાવવામાં આવ્યા છે. અરબ દેશ જીતવાની લાલચથી અત્રે આવ્યા નથી પણ પોતાના પેગમ્બરની ભવિષ્ય વાણીને ખરી કરવા આવ્યા છે. અને તેથી રોમન શહનશાહતની અથડામણમાં આવ્યા છે તેમના મન ઉપર સચોટ રીતે ઠસાવવામાં આવ્યું છે કે ખુદાના માર્ગમાં જે વ્યકિત કામ આવશે તેને સ્વર્ગ વારસામાં મળશે, એટલુંજ નહી પણ આખી દુન્યા ઉપર ભારી અને પ્રતિષ્ઠિત થઇને તેઓ રહેશે. આ કારણ છે કે તે લોકો મોત ઉપર મરે છે ત્યારે આપણે જીવન ઉપર મરીએ છીએ. હથીયાર બાંધીને આપણી તરફથી કરવામાં આવતી લડાઇ તેમના ઉઘાડા પગ અને નાગા શરીરની લડાઇને પહોંચતી નથી."

મુનહસીર મરનેપે હો જીસકી ઉમીદ,
ના ઉમીદી ઉસકી દેખા ચાહીયે.

"આ આધારે અમે કહીએ છીએ કે આવા મરણીઆઓ ઉપર જીત મેળવવી એ મનુષ્ય શકિતની બાહર છે તારી સઘળી વાતો હવા ઉપર રેતના કિલ્લા બાંધવા જેવી છે."

"કાયર કોમના કાયર અકાબરો!" તુમાએ અહંકારી ગેલમાં કહેવા માંડયું "ઉડતી વાતો ઉપર વિશ્વાસ લાવવાના તમારા કલ્પિત વ્હેમના પરિણામો કદાચ તમને નઠારા દિવસો દેખાડે તો અજબ થવા જેવું નથી. ખરૂં પુછો તો તમારી કાયરતા એટલી બધી વધી ગઇ છે કે કદાચ અરબોથી નિર્બળ અને નઠારી પ્રજા પણ તમારી ઉપર ચઢી આવે તો તેના ગુલામ બનવા તમે તૈયાર થઇ જશો. જો તમે ખરી બહાદુરી અને દીલેરી સાથે લડયા હોત તો જીત તમારી હતી. કારણકે દરેક રીતે અરબો કરતાં તમે ભારે છો પરંતુ તમને તેની ખબર નથી."

"માનવંતા સરદાર!" અકાબરોએ આગળ ચલાવ્યું "જો અમે અતિશયોકિત કરી હોય તો અમારા ઉપર આવી પડેલી આફત દુર કરી અમારી સમજણ સત્ય તરફ ફેરવી નાંખ. અમે તારી આજ્ઞાનું ઉલંઘન કરવા માગતા નથી. પરંતુ તારે યાદ રાખવું જોઇએ કે જો દુશ્મનને પરાસ્ત કરવામાં ન આવ્યો, તો અમે શહેરના દરવાજા ઉઘાડી દઇશું અને સંજોગો જે સ્થિતિ ઉભી કરશે તે આધારે સુલેહ કરી લઇશું."

અકાબરોના છેલ્લા શબ્દોની તુમા ઉપર ભારે અસર થઇ તે વિચા-

રમાં પડયો અને ટગર ટગર એકેક કરીને અકાબરોને તપાસવા લાગ્યો. કેટલીક વાર સુધી ઓરડામાં શાંતિ પથરાઇ. આ દુઃખ ભરી શાંતિ તોડતાં તુમાએ કહયું "તમારી રક્ષા માટે હું જોખમદાર છું એ વાતની તમારે ખાત્રી રાખવી જોઇએ. તાકીદેજ તમે જોઇ લેશો કે અરબોને કેવી રીતે મારી હઠાવવામાં આવે છે, અને પ્રજાની નુકસાનીનો બદલો તેમની પાસેથી કેવી રીતે લેવામાં આવે છે. અત્યારે મારી વાતોમાં તમને અતિશ્યોકિત જણાતી હશે. પરંતુ આપણે સલાહ કરીએ છીએ અને તેના ખરાપણાનો પુરાવો લડાઇના મેદાનમાં આપી શકાય છે. છતાં પ્રજાએ લશ્કરને પગલે ચાલી મારી મદદ કરવી જોઇએ. ત્યારેજ આપણી મુરાદો સ્હેલાઇથી પુરી થશે."

"માનવંત સરદાર" અકાબરોએ કોમની ભાવનાઓ રજુ કરતાં કહયું "અમે સઘળા તારી સાથે છીએ અને તારી તરફથી જે હુકમ મળશે તે આંખો વતી બજાવી લાવીશું. અમારા કરારમાં, લોખંડી દીવાલથી અમે વધારે મજબુત પુરવાર થઇશું. એ મારામાંનો એક જીવ પણ બાકી રહેશે તો પોતાના લોહીનું છેવટનું ટીપું તારા ચરણો ઉપર કુરબાન કરશે."

"ખુદા તમને સહાય થાય" તુમાએ પ્રજાના અકાબરોને આશ્વાસન આપતાં કહેવા માંડયું "તમારા દ્રઢ નિશ્ચયને અંતની ઘડી સુધી ટકાવી રાખવાનું ખુદા બળ આપે. તમારી સામે સવારે મેદાનની લડાઇ થશે. તમોએ આપેલા વચનને આધારે દેશ ઉપર મરી પીટવા માટે તમે દ્રઢ રહયા અને આ સખત કસોટીમાં મજબુત રહયા તો ખાત્રી પુર્વક માનજો કે અરબોની એક પણ વ્યકિત પોતાનો જીવ સલામત લઇ, જઈ શકશે નહી.

———

# પ્રકરણ—૨ જું

## સંકટમાં સ્નેહ.

હાથ આઇ જો રાહ આરઝુકી,
મંઝિલ હુઈ ખત્મ જુસ્તજુકી.

હીજરી સન ૧૩ ના જમાદીઉલ અવ્વલની ૧૬ મી તારીખનો દીવસ છે. આજનો દિવસ દમીશ્ક નગરની દીવાલોમાં ભયભર્યાં આશ્ચર્ય ચકિત ભણકારા કરતો દીવસ છે. આજુબાજુના સંખ્યાબંધ માણસો દમિશ્કમાં ચાલ્યા આવે છે. પ્રત્યેક મનુષ્યની મુખ રેખામાં ભય અને ચીંતાના ચીન્હો પ્રગટી રહયાં છે. જ્યાં સાંભળો ત્યાં અરબોની શુરાતન અને રોમનની હાર અને દેશની પાયમાલીના દુઃખ ભર્યા દાસ્તાનો સંભળાય છે. એથી દમીશ્કવાસીઓની ચિંતામાં વધારો થાય છે અમીર અને ગરીબ દરેક પોતાની રક્ષાના યતનમાં પડયા છે. પરંતુ બાબુલ લિસાનની પાસેના બતારીકયે રૂમના પ્રખ્યાત દેવળ કીસાનીયામાં ઇદરીસની નવયૌવન અને રૂપવંતી બેટી મરીયમના લગ્ન, જેરૂસલેમના ઉમરાવજાદા યુનુસ સાથે આજે થવાના છે. યુનુસની વંશાવળી પણ બતારીકા કુંટુંબ અને રોમન શહનશાહો સાથે કેટલીક પેઢીએ જઈ મળે છે. લગ્નની ઘડીએ ગમે તેવો દુઃખીયારો પણ થોડા વખત સારૂ ચિંતાઓ અને દુઃખો વિસરી જાય છે પરંતુ કોમ અને દેશ ઉપરજ નહીં બલ્કે મુખ્ય મથક ઉપર ક્રાંતિનાં વાદળ ચઢી આવ્યાં હોય, ક્ષણે ક્ષણે દુઃખદાયક બનાવોની ખબરો મળતી હોય, એવા સમયે ગમે તેવા આનંદી અવસરો અને પ્રેમ ભરી પળો કાં ન હોય, છતાં અંતરને ગમતી નથી અને હૃદય તેમાં પરોવાતું નથી. યુનુસ અને મરીયમનો પ્રેમ સબંધ જો કે ઘણો જુનો હતો, અને ઇશ્કો મહોબ્બતની અકથનીય કલ્પનાઓમાં તલ્લીન હતા. લગ્ન સંબંધ બંધાયાની ઘડીની વાટ આતુર હૃદયે જોવામાં આવતી હતી. પરંતુ તેમની આજુબાજુથી દુઃખોના ભડકાની આવતી જાળમાં આનંદ બીની કરમાએલી કળીઓ ખીલી શકતી નહોતી. મરીયમ જ્યારે માત પિતાની કરમાએલી મુદ્રા જોતી અને સ્વાભાવીક લગ્નની ખુશાલીનાં

કુદરતે બક્ષેલાં ચિન્હો ન દેખાતાં ત્યારે ઉમંગ ભર્યો તેણીનો આનંદ, ચીંતા અને ઉદવેગમાં બદલાઇ જતે.

મધ્યાન્હનો સુર્ય ઢળ્યો છે, ત્રીજો પહોર વીતવા આવ્યો છે. શહેરના ચોક્કસ વિભાગોમાં સાધારણ દિવસો કરતાં અત્યારે વધારે આવ જા છે. ટાઢો પહોર થવાથી બજારોમાં લેવડ દેવડની ધમાલ ચાલી રહી છે. લોકોની મોટી ઠઠ છે. તલ માત્રની પણ જગ્યા નથી. અરબોની ચઢાઇના ભયાનક સમાચાર સાંભળી ત્રીસ ત્રીશ અને ચાળીશ ચાળીશ કોસના માણસો રક્ષણ મેળવવા સારૂ દેશમાં આવ્યા છે. શહેરની ગલીઓ અને શહેરના મેદાનો તથા ખંડીયરો પણ આજે માણસોથી ભરેલા છે. દુકાનો ઉપર ઠઠ જામેલી છે કોલાહલના સબબે કાન પડયો અવાજ સંભળાતો નથી. રસ્તે ચાલવું કઠણ થઇ પડયું છે. રંગ બેરંગી. દમામદાર, સ્વચ્છ અને મેલાં, ઉજળાં અને રંગીન વસ્ત્રો ધારણ કરેલાં માણસો જોતાં અમીરી અને ગરીબી આજે સમાન દરજે આવેલા જણાય છે.

માથા ઊપર આવેલી આફતે ઉમરાવોમાં ચીંતા ઉભી કરી છે છતાં અત્યાર સુધી પ્રજાના ગરીબોનું તેમને ધ્યાન નથી. શહેરમાં પડેલા હજારો ગરીબોની હાલત દયામણી છે છતાં તેઓ બેપરવા છે. કોઇને તેમના ભુખમરા અને નગ્નાવસ્થાનું ભાન નથી. જેમને માલમતા છે તેમને પોતાની જરૂરીઆતો માટે સર્વસ્વનું બળીદાન આપવાની ફરજ પડી છે.

શહેરના વેપારીઓએ તો આફતમાં સપડાયલા પીડીતોનાં કપડાં વટીક પડાવી લેવાનો ઠરાવજ કરેલો દીસે છે. સરકારી અમલદારોની સખતાઇ આ સઘળા દુઃખો ઉપરાંત દુઃખના દાવાનળ સમાન થઇ પડી છે. જેમ જેમ અરબો સાથની લડાઇમાં પરાજય થાય છે, તેમ તેમ ચીરડાયલી બીલાડી માફક પ્રજા ઉપર ગુસ્સો ઉતારવામાં આવે છે. લશ્કરને ખજનાની સલામતી માટે નાણું મેળવવા, અઘટીત, અને અત્યાચારી નીયમો ઘડવામાં આવ્યા છે. લશ્કરી કાયદાએ પ્રજાની દરેક વસ્તુને જોખમમાં મુકી છે. સરકારી અનુચરો પૈસા મેળવવા માટે પ્રજા ઉપર પ્રજાની મરજી વિરૂદ્ધ સખતમાં સખત જુલમાટ ગુજારે છે. જે લોકો દોલતમંદ અને જાગીરદાર છે તેમની સ્થિતિ સારી છે. સરકારની સખતાઇઓ અને નોકરશાહીના અત્યાચારી પંજાથી તેઓ બચેલા છે કારણકે તેઓ સરકારી અમલદારોની

હામાંહા મેળવે છે અને પોતાના બચાવ માટે ગરીબોની કુરબાનીઓ આપે છે. અત્યારની તેમની વળણુ ઉપરથી બે પ્રકારના વિચારો ઉદ્દભવે છે. પહેલો એ કે કદાચ હાલની સરકાર ચાલુ રહે તો તેમની ખુશાલી અને આબાદીને નુકશાન થાય નહી બલ્કે સરકારની ખેરખાહીમાં જે ઇનામ મળે છે તે નફામાં.બીજું એ કે કદાચ હાલની સરકારનો નાશ થવાનો છે તો માત્ર તેમની મદદથી સલામત રહી શકતી નથી લાખો પ્રજા ઉપર જુલમાટ થાય છે તેજ તેનો નાશ કરશે. કારણકે મગરૂર બળવનોનો નાશ કુદરત ગરીબો અને નિર્બળોના હાથેજ કરાવે છે. પ્રજાના ગરીબ અને મધ્યમ વર્ગના માણસોમાં સરકારની બે રવાઇ અને જુલમાટને સારી નજરે જોનારા ભાગ્યેજ મળી શકે. આજની અત્યાચારી સરકાર સામે દરેક જગાએ ચીંતા ભર્યું વાતાવરણુ ઉભું છે. કોઇ કોઇ જગાએ રોમન અને સીરીયાના વંશ, રંગ અને પ્રજા તરીકેના સ્વાભાવિક ગુણો તરફ ભારે તીરસ્કાર બતાવવામાં આવે છે.

અજના દીન અને બસરા વગેરે તરફથી રક્ષણ મેળવવા આવેલા માણસો ઉપર આળ મુકવામાં આવે છે કે તેઓએજ દમિશ્ક ઉપર આફતનાં અરબ વાદળો આણ્યાં છે, તેઓએજ અમોને પાયમાલ કર્યા છે, સુલેહ શાંતિના વખતમાં પણુ અમારી ઉપર તેમની તરફથી જુલમાટ ગુજારવામાં આવતો હતો અને લડાઈના વખતમાં પણુ અમારાજ જાનમાલ જોખમમાં મુકાયા છે. પોતાના અંગત સ્વાર્થ ઉપર ગરીબોને કુરબાન કરનારા અમીર ઉમરાવોનો ખુદા નાશ કરે. અમલદારોને અત્યાચાર તરફ દોરનારા અને ખુશામત કરી પોતાનું ઘર ભરનારા તેજ અમીર ઉમરાવો છે. તે ખુશામતીયાનો સચ્ચાઇ અને ઇમાનદારી સાથે સરકારના માર્ગદર્શકની ફરજ બજાવે તો સરકારનો નાશ થતો નથી કે નથી થતી પ્રજાની પાયમાલી. ખરી રીતે જોવામાં આવે તો જણાય છે કે જ્યારથી રોમનોના હાથમાં આ દેસનો કબજો આવ્યો છે ત્યારથી અત્યાર સુધી, ધિક્કાર અને તિરસ્કાર સિવાય પ્રજાએ કશું જોયું નથી. રોમનોની મગરૂરી અને તકબુરીની અત્યારે તો સીમાજ નથી. સીરિયન હોય કે ઇરાકી, પેલેસ્ટાઇની હોય કે પારસી સઘળા તેમની સામે તિરસ્કારાયેલા તુચ્છ છે. કમનસીબ રોમનોને પોતાના વડપણુની ઘેલછા એટલી બધી થઇ ગઈ છે કે અદના સિપાહી પોતાને શહનશાહ હરકુલ સમજતો દેખાય છે. ન્યાયની નીતિ

તદન બદલાઇ ગઇ છે. રોમન ઉપર ગમે તેવો સંગીન આરોપ હોય અને તેણે કરેલો ગુનોહ નહી માફ કરી શકાય એવો ગંભીર હોય, છતાં સાધારણ દંડ અને સુચના આપી છોડી મુકવામાં આવે છે. પરંતુ સીરિયનો અને ઇરાકવાળાઓને અસહ્ય સજા કરવામાં આવે છે. કારણકે તેમનામાં રોમનોની બરોબરી કરવાની ભાવના જન્મ પામે છે.

સામાન્યના આવાજ વિચારો હતા. અને સરકારની પક્ષપાતી રાજ્યનીતિ સામે પ્રજાને ભારે ફરયાદો હતી. પરંતુ તેની કશીએ દરકાર કરતી નહોતી. પુરાતન કારીગરીની મગરૂરી બતાવતાં મરયમના દેવળની ઉંચી અને શાનદાર ઇમારત શહેરના મધ્યમાં ઉભી છે. વચલા વિશાળ હોલમાં પવિત્ર પુરૂષોનાં મોટાં મોટાં ચિત્રો અનુક્રમે ગોઠવેલાં છે. ઇસા (અ૦) નું દુધમળ અવસ્થાનુ ચિત્ર અને પાક બાનું મરયમે ખુબસુરત છબીની વિશેષતાં સાથે આકર્ષણ કરે છે. વાવબ્ય ખુણા તરફ દેવળના આ મોટા હોલમાં ઉંચી વેદી બનાવવામાં આવી છે. આ વેદી ઝમીનથી છ ફુટ ઉંચી છે. વેદી ઉપર જવા માટે સંગેમરમરનો નાનો નાઝુક દાદર બાંધવામાં આવ્યો છે. મધ્ય ભાગમાં આ બનુસની ટેબલ મુકવામાં આવી છે અને તે ઉપર પવિત્ર ઇન્જીલની સોનેરી પેટી મુકેલી છે. કપુર અને મીણબતીઓ રોશન કરવામાં આવી છે. ધુંપ અને લોબાનદાનીઓનો પમરાટ આખા દેવળમાં ફેલાઇ રહયો છે. બપ્તીસમાં લેનારાઓ માટે રાખવામાં આવેલા પવિત્ર પાણીથી ભરેલી હોઝ જોવામાં આવે છે. વેદીથી બે ફુટ ઉંચી પવિત્ર સલીબ દિવાલ ઉપર ટાંગવામાં આવી છે. આ સલીબ જો કે મીયતુનના લાકડાની બનાવેલી છે છતાં ઇસા. (અ૦)નાં શીષ્ય પોલો (સ.) રસુલના વખતની કહેવામાં આવે છે. આ પવિત્ર વસ્તુએ દેવળની પવિત્રતા અને અગત્યતામાં ભારે વધારો કર્યો છે. આ દેવળનો ધર્મગુરૂ વૃદ્ધ અને આકાશી પુસ્તકોનો જ્ઞાતા (આલિમ) છે. દમિશ્કમાં જો કે ધર્મગુરૂઓ અને ઉલમાઓની ખોટ નથી છતાં મરયમનાં દેવળને એથીએ ખ્યાતિ પ્રાપ્ત થઇ છે કે તેમાં પવિત્ર વસ્તુ છે અને ત્યાંનો ધર્મગુરૂ સદાચારી, સમજુ અને વૃદ્ધ ઉલમા છે.

દેવળની ઘડીયાળે પાંચ વગાડયા છે. ઘડીયાળના અવાજ સાથે રાજ્દ્વાર તરફથી માણુસોના મોટા ટોળા સાથે ઘોડાગાડીઓમાં બેઠેલા અને કીંમતી

પોશાકોથી વિભુષિત સંખ્યાબંધ માણુસો દેવળના ચોકમાં દાખલ થયા. શાંત, ચુપચાપ અને ગંભીરાઇપૂર્વક એકેક બબ્બે કરી દેવળના તે મોટા હોલમાં આવવા શરૂ થયા. અંદર આવનારાઓ વેદી ઉપર ટાંગેલા સલીબને ચુંબન દઇ વચમાં પાથરેલા ગાલીચા ઉપર અનુક્રમે બેસવા લાગ્યા. આવનારા સઘળાઓમાં ઇદરીસની પરીજમાલ મરયમની ખુબસુરતી સઘળાઓનું ધ્યાન ખેંચતી હતી. તેણીએ લગ્નનો કીમતી પોષાક પહેર્યો હતો અને માથું નમાવી વેદી પાસે વચમાં બેઠી હતી.

તેણી આવ્યાને ભાગ્યેજ દશ મિનિટ વીતી હશે કે પશ્ચિમ દિશાએ આવલો હોલનો એક દરવાજો ઉઘડયો અને તેમાંથી લાંબા રેશમી ઝભ્ભામાં છુપાએલો નુરાની સુરત અને લાંબી સફેદ દાઢીવાળો એક વૃદ્ધ બુઝુર્ગ હોલમાં દાખલ થયો. કમરમાં કાળો પટો, ગળામાં અકીકની કીમતી માળા અને માળામા ન્હાની સલીબ હતી. આવનાર વૃદ્ધની વય જો કે ઘણી મોટી છે છતાં શરીરનું એક પણ અવયવ નિર્બળ જણાતું નથી. તેનો રંગ રતાશ મિશ્રિત ગોરો ઉજળો છે. દાઢીના વાળ ઘણા લાંબા છે તેની સાથેજ ઘણી લાંબી વયના હોવાથી સઘળાજ ધોળા દેખાય છે. આ દેવળના આત્મા તરીકે ખ્યાતિ પામેલો તે વૃદ્ધ ધર્મગુરૂ હતો.

વૃદ્ધ ધર્મગુરૂ બારણામાંથી, આસ્તે આસ્તે વેદી ઉપર આવ્યો. વેદી ઉપર ગોઠવેલી ટેબલ ઉપર મૂકેલી ઇંજીલને ચુંબન કર્યું. ટેબલ ઉપર હાથ મૂકયા. સભા તરફ જોવા માંડયું.

વૃદ્ધ ગુરૂ વેદી ઉપર ચઢયા પછી તેજ બારણામાંથી દશ બાર માણુસો હોલમાં દાખલ થયા. તેમના આગળ યુનુસ હતો. આ સઘળા માણુસો નીચે બેઠા. વૃદ્ધ ગુરૂની ઇશારત થતાં યુનુસ અને મરયમ એક બીજાને હાથ પકડી વેદી ઉપર આવ્યા. વૃદ્ધ ગુરૂએ બન્નેને ઇસા (અ.) ના નામની બપટીસ્મા આપી અને તે પછી લગ્નની ધાર્મિક ક્રિયાઓ કરવામાં આવી. આ ક્રિયાઓમાં એક કલાક પસાર થયો પવિત્ર પ્યારનું આ જોડું હજુ વેદી ઉપરથી નીચે ઉતર્યું નહોતું કે નહોતી શરૂ થઇ મુબારકબાદીની ક્રિયા, તેટલામાં બારણામાં ઉભા રહેલાં માણુસોએ ગભરાયેલા અને રૂંધાયલા સાદે કહ્યું "હવે દમિશ્કની પણ ખેર નથી. દમિશ્ક જીતવાનો નિશ્ચય કરી અરબોનું લશ્કર એકદમ પાસે આવી ગયું છે."

આ શબ્દોની સાંભળનારાઓ ઉપર જાદુઈ અસર થઈ અને જે જ્યાં તથા જે સ્થિતિમાં હતાં ત્યાંજ હેરત ભર્યા દુઃખથી સ્તબ્ધ રહી ગયા. રાતી અને ઉજળી મુખ કાંતીઓ પીળી પડી ગઈ, દેવળનો વિશાળ હોલ ચિન્તા અને ભયથી ભરાઇ ગયો. ગભરાટ અને પરેશાનીનો વેગ એક તરફથી બીજી તરફ સુધી ફેલાઇ ગયો. દરેક વ્યકિત દુઃખભર્યા દિલે હોલ છોડી પોતાના ઘર તરફ ચાલવા માંડયો. એકને બીજાનું ભાન નહોતું. નવયોવના મરયમ અને તેણીની જીવન નાવનો સુકાની યુનુસ, એશની ઇચ્છાઓને દેવળ મૂકી, ચિન્તાભર્યા પોતાના ઘર તરફ જવા રવાના થયા.





# પ્રકરણ—૩ જું

## ઘમસાણ યુદ્ધ.

ઇધર ખંજર બકફે ચિતવન, ઉધર નાવક ફિગન નઝરેં;
બુઝેગી તિશનગી કિસકિસકે, ખું સે આજ મકતલમેં.

કાળરાત્રિનો અંધકાર સીરિયાના આકાશ ઉપર ઓછો થવા માંડ્યો, મનમોહક મોહીનીના ઉજ્વળ લલાટ જેવો ધ્રુવનો તારો પ્રકાશ નાંખતો બહાર આવ્યો. આકાશના અંધકારમાંથી જગતને ઉજ્વળ કરનારો નૂરાની પ્રકાશ મંદ મંદ ગતિએ વિકાસ પામતો હતો જેવી રીતે બુરખામાં છુપાએલી નકાબ પોશ પરીજમાલ દુલ્હન નિંદ્રાનો ભંગ થતાં અસાવધાનીમાં દુનિયાને પોતાની અર્ધ ઉઘાડી મુખમુદ્રાથી ઉજ્વળ કરે છે. આકાશના મહારાજાની પધરામણીએ નિદ્રાવશ થયેલા જગતને પંપાળી પંપાળી જાગૃત કરવા માંડયા છે. કુદરતની શાંત અને સુતી સીનેરીઓ આનંદી લ્હેરીઓમાં ઉભરાતા તરંગો અવલોકન કરવાથી આંખોને વિજળીક શક્તિથી પોતાના તરફ ખેંચે છે. ઉત્તર દિશાએથી આવતી વાયુની લ્હેરો જડવૃક્ષો અને તરૂઓમાં જીવનનો સંચાર કરતી. પક્ષીઓએ પરોઢીયાના પ્રભાતિયાં લલકારવા માંડયાં છે. રેતમાં દટાયેલાં રજકણો, આકાશી અંધકારમાં અદ્રશ્ય થયાં હતાં તે સુરજના કિરણોનો સ્પર્શ થતાં ચળકી, પોતાના ચળકાટ તરફ લોભી જગતને લોભાવતાં હતાં.

દમિશ્કના કીલ્લામાં ઘેરાએલા લોકો દુશમનના હુમલાની બ્હીકથી આખી રાત જાગતાંજ ગુજારી છે છતાં પ્રભાતના સમયે દેવળના ઘંટ અને વાજીંત્રના નાદોએ તેમને વધુ સાવચેત કરવા માંડયા છે. શહેરની બાહર પડેલા ઇસ્લામી લશ્કરમાં સવારની બાંગમાં અલ્લાહો અકબરના ગગનભેદી અવાઝોએ મુસલમીનોને કર્તવ્ય બજાવી લાવવા તૈયાર કરવા માંડયા છે. અલ્લાહો અકબરના નાદોએ દેવળોમાં પૂજા કરતી પ્રજાઓમાં ક્રોધમય વેરની વિજળી ઉછાળવા માંડી છે. દરેક સરદારો પોતાની જગાએજ પોતાના માણસો સાથે સવારની પ્રાર્થના બજાવી લાવ્યા છે.

ઇસ્લામી લશ્કરના સેનાપતિ અબુ ઉબયદા બિનનરહિ (ર.) આએ

નાળીયાની બાહરના મેદાનમાં બંદગી કરી. દુઆ વગેરે ધાર્મિક ક્રિયાઓથી પરવાર્યા પછી અબુ ઉબયદાએ પોતાના સોબતીઓને સંબોધી કહ્યું.

"ખુદાએ વાહિદ નામે ઉપર જાનમાલ કુરબાન કરનારાઓ! મને ખાત્રી છે કે કાફરોની સખત ખુનામરકી સામે તમે શાંતિ અને ધીરજથી ટકી રહેશો. કારણ કે તમે ખુદાના કર્તવ્યવિમુખ, નાશુકર અને બેદીન મુશરિક માણસો માફક નાશ યશ થનારી જીંદગી અને તેની નાશકારક લ્હેજતોની કદી પણ ઇચ્છા રાખી નથી. ખુદા માટે આજે તમારામાંના જે માણસને સહન કરવું પડશે તેણે ખચીત યાદ રાખવું કે કાલે તેને જે સુખ મળશે તેની કલ્પના મનુષ્ય શકિતયો કરી શકતી નથી. અને આજે જે કાયર બનશે તેને કદી સુખ મળવાનું નથી. આજે કુરબાની આપવાનો દિવસ છે. ખુદાના દુશમનોને તમારી બહાદુરીનાં જવહર બતાવો તમારા પગ જે ડગલું ભરે તે આગળજ વધવું જોઇએ. પાછળ પગ મૂકવો એ અપશુકન અને નિર્લજતા છે. છતાં કુરબાનીઓ માટે પણ સાવચેતી રાખવાની જરૂર છે. તમારા જીવ અસાવધાનીમાં બરબાદ થવા જોઇએ નહીં. કારણ કે તમે જે કરો છો તે તમારા પોતાના માટે નથી. બલકે તમારા કાદિર અને કય્યુમ ખુદાપાકને રાજી રાખવા માટે કરો છો. જયાં તમારૂં કર્તવ્ય ઇસ્લામના દુશમનોના મનસુબા અને કાવત્રાંનો નાશ કરવાનું અને ખુદા પાકની સલતનતમાં શાંતી અને સંપુર્ણ અમન સ્થાપવાનું છે ત્યાંજ તમારા જીવની રક્ષા કરવાનું પણ તમારૂં કર્તવ્ય છે. કારણ કે દુશમનોના સઘળા તીર વ્યર્થ નથી જતાં, તેમાંના ઘણા કામયાબ પણ થાય છે. દુશમન ઉંચા મોરચામાં છુપાઈ તમારી ઉપર હુમલો કરતો હોય ત્યાં તમે ઘોડા ઉપર ચઢી લડાઇ કરો એ યોગ્ય કહેવાય નહીં. કારણ કે દુશમનને તીર મારવાની સઘળી જોગવાઇઓ છે એટલે તમારે પણ ચરો કે ઓઠામાં રહી હુમલો કરવાની જરૂર છે, આવી રીતે તમારે દુશ્મન તરફની પીડાઓ દુર કરવી જોઇએ. આ યોજના ઉપર કરી આસ્તે આસ્તે કીલ્લા ઉપર કબજો કરો. એક બીજાની મદદનો પુરતો ખ્યાલ રાખો. વાફ વિદા થ઼ઓ ખુદા પાક તમને ફતેહમંદ અને કામયાબ કરે."

આફતાબના ચળકતાં કિરણોએ દમિશ્ક અને આજુબાજુમાં પોતાનો પ્રકાશ નાંખી જગતને ચળકાટમય બનાવ્યું છે. તેના સોનેરી કિરણો તીર બની પૃથ્વીને ઘાયલ કરે છે. ધુપની જાફરાની ચાદર પર્વતોના શીખર,

કીલ્લાના કંગુરા, ઉંચા ભુવનોની અઘારીઓ અને દેવળોનાં કળશોને સોનેરી રંગમાં રચી રહી છે. જેમ જેમ વખત વીતતો જાય છે તેમ તેમ તડકાના તાપમાં વધારો થવા સાથે શીતળ પવનમાં ઉષ્ણતા આવતી જાય છે. આઠ વાગ્યા છે. કીલ્લામાં બંધ પડેલી દમિશ્કના પંજામાં છુટાપણાની ઇચ્છાઓ તિવ્ર થતી જાય છે. ગઇ રાત્રે મળેલી સભા અને તુમાએ અપેલા આશ્વાસનની પ્રજા ઉપર કંઇક સારી અસર થયેલી જણાય છે સીપાહો અને શહેરીઓમાં દીને મસીહની રક્ષાનો અસ્થાયી જુસ્સો ઉભરાયો છે. દરેક નાના મોટા મરવા અને મારવાના ઠરાવ ઉપર આવતા જાય છે અર-બોની લુટ માર અને તેમના નવા ધર્મ ઇસ્લામ સંબંધી અનેક પ્રકારની વિચિત્ર વાતો ઇસાઇ પાદરીઓ અને ધર્મગુરૂઓ મારફતે ફેલાવવામાં આવી છે. રસુલે કરીમ (સ. અ. વ.) ના વખતમાં ખયબર અને યસરબ-માંથી દેશપાર કરવામાં યાહુદીઓના નામે અરબો વિરૂદ્ધ યહુદીઓની લાગણીઓ ઉશ્કેરવામાં આવે છે. બાબે તુમાનું દ્રશ્ય અત્યારે જોવા લાયક છે. રોમનો અહીંયાં શહરનો બચાવ કરે છે. રોમના કીલ્લા ઉપર ચઢેલા છે અને તીરો, ગોફણો તથા આગ વરસાવનારી પિચકારીઓ મારફતે લશ્કરે ઇસ્લામ ઉપર આફત વરસાવવામાં આવે છે. પરંતુ આ આફતો વચ્ચે મુસલમાનો બહાદુરી અને નિર્ભયપણે ઢાલો હાથમાં લઇ કીલ્લાની તરફ કદમ કદમ આગળ વધતા ચાલ્યા આવે છે. આજની લડાઇમાં સઘળું લશ્કર પાયદળ છે. દરાર આઝોરની આગેવાનીમાં માત્ર ૨૦૦૦ ઘોડેસ્વારો શહેરને ફરતો પહેરો ભરે છે.

મરયમના દેવળનો પ્રખ્યાત, આબિદ, ઝાહિદ, બુધ્ધિમાન અને બહાદુર પાદરી જરજીસ પણ દીને મસીહની રક્ષાના દર્દથી દુઃખી થઇ સલીબનો ઝુંડો હાથમાં લઇ, એકાંતવાસનો ત્યાગ કરી મેદાનમાં નીકળી પડ્યો છે અને શહેરી આગેવાન ઇદરીસને સાથે લઇ બાબે તુમાના ઉંચા બુરજ ઉપર ઇસાઇ-પણાનો પ્રજાકીય ઝુંડો લઇ જઇ પહોંચ્યો છે. પવિત્ર ઇન્જીલના પુસ્તકને શુકન જોવા માટે હાથમાં લઇ તુમાની સામે ધરે છે. તુમાએ આંખો બંધ કરી ઇન્જીલની એક પંકિત ઉપર આંગળી ધરતાં બુલંદ અવાઝે કહ્યું.

"હે પવિત્ર અને સર્વ વ્યાપી, મોટામાં મોટી લશ્કરી શકિતના માલિક! અમારામાંના જે તારા ખરા માર્ગ ઉપર હોય તેને સહાય થા, અમને ફતેહમંદી સાથે કામયાબ કર, અમારા દુશ્મનોના હાથમાં અમારૂં

જીવન સોંપીશ નહીં. પવિત્ર સલીબ અને સલીબે મઢેલા નીરપરાધી યસુ ખ્રીસ્તની ખાતર, અમારા પાપોના બદલામાં પોતાના આત્માનું બળિદાન આપનાર યસુની ખાતર, જેની મારફતે તારી પવિત્ર હસ્તીના પેગામ દુન્યાને પહોંચ્યા, તે સદાથી તારી સાથે છે અને તારીજ સાથે રહેશે. તારી ગુનેહગાર પ્રજાની મુક્તિ માટે આવ્યો. પવિત્ર ઇન્જીલમાં તારો પેગામ તેં તેનેજ આપ્યો. અમે સઘળા તેનાજ પરસ્તાર અને ગુલામ છીએ, અમને સહાય થા. અમારા દુશ્મનો ઉપર જીત આપ, કારણકે ફતેહમંદી અને અધિકાર તારાજ હાથમાં છે."

દુમાએ પ્રાર્થના પૂરી કરી અને સઘળાએ આમીનના અવાઝોથી વધાવી લીધી. જર્જીસ પાદરીએ લશ્કરને ઉશકેરી, જોમ અને જુસ્સો રેડનારૂં વ્યાખ્યાન શરૂ કર્યું.

"બતારીકા અને રાહીયાની બહાદુર પ્રજા! રોમ અને શામના વીર જવાનો! શું તમે સાખી શકશો કે તમારી પ્રજાકીય કોમી સલતનત અને તમારા પવિત્ર દીને મસીહનો અરબ જેવી ગુલામ કોમ આ દુનિયામાંથી નાશ કરે? તમે સદા માટે તેમના કેદી થઇને જીવન નિર્વાહ કરો? મને ખાત્રી છે કે તમારામાંનો કોઇ પણ આવું નિર્લજ જીવન પસંદ કરશે નહી. તમારી આબરૂ અને સંસ્કૃતિ અજોડ છે, તમારો ધાર્મિક જુસ્સો તમને કહેતો હશે કે લોહીનું છેવટનું બીંદુ પણ ધર્મ ઉપર કુરબાન કરવું જોઇએ. તમે બંધારણ યુકત ધર્મ અને કેળવાયેલી સરકારના ઉપાસકો છો. તમારામાં શુરવીરતા, બહાદુરી. હિમ્મત, દ્રઢતા અને દેશભક્તિની ખામી નથી. હા, હા, તમારી નસોમાં માન અને આબરૂનું છળાછળ લોહી પ્રગતિ કરી રહ્યું છે. તમારી રૂવાબદાર કાંતિ અને ગઝબના મુખમુદરાઓ બતાવે છે કે તમે આ નજીવા—નમાલા અરબોને ક્ષણમાત્રમાં નાબુદ કરી નાંખશો. તેમના જટ ભેજામાંથી ફતેહમંદીનો અર્થ વગરનો પવન કાઢી નાંખશો. બેશક તમેજ તે શુરવીર નરો છો, જે દીને મરયમની વેદી ઉપર નીડરપણે પોતાના જીવનું બળિદાન આપવા હિમ્મત સાથે કમર કસી ખુનામરકી માટે મેદાનમાં આવ્યા છે. વધો, આગળ વધો! ખુદાવંદ મસીહ, પવિત્ર બાપના પ્રેમભર્યા ખોળામાં બેસી તમારી શુરવીરતાની રમત જોઇ રહયો છે. તેજ તમારી મદદનો સર્વથી મોટો વસીલો છે, મારી પ્રાર્થના છે કે યસુ યસુ, મસીહ તમને ફતેહમંદ કરશે."

પાદરીએ જુસ્સો ઉશ્કેરનારા શબ્દોવાળી પ્રાર્થના પૂરી કરી તુમાએ સલીબનો ઝુંડો ઇદરીસને સપુર્દ કર્યો. તુમા આગળ થયો. શહેરનો દરવાજો ઉઘાડયો અને દુશમન અરબો ઉપર હુમલો કરવા લશ્કરે બાહર આવવા માંડયું. કીલ્લા ઉપરના લશ્કરે મુસલમાનો ઉપર તીરોનો વરસાદ વરસાવવા માંડયો. મુસલમાનો હવે સંકડામણુમાં આવ્યા. હઝરત આઝાન બિન સાઅદબિન આસ (ર.) ઝેરી તીર લાગતાં ઘાયલ થયા. જખમકારી થયો. તીર પકડી શરીરમાંથી ખેંચી લીધું. પરંતુ ઝેરની અસર લોહીમાં ભળી શરીરમાં ફેલાવા માંડી. પઘડીનો છેડો ફાડી ઝખમ ઉપર પાટો બાંધ્યો પણ વેદના વધતી ગઇ. મુસલમાનોએ ગંભીર હાલત જોઇ પાટો છોડયો. ઝખમ જીવલેણ હતો. બચવાની બારી નહોતી. છેવટનો શ્વાસ લેતાં આઝાને આકાશ તરફ હાથ ઉઠાવ્યા શહાદતનો કલમો પઢયો. અને શહાદતનો જામ પીતાં સ્વર્ગે સીધાવ્યા. અજનાદીનની લડાઇના દિવસે તેમના લગ્ન અકબા બિન રબીની પુત્રી સાથે થયાં હતાં. બાનુ આઝાન લશ્કરની સાથે હતાં. આ દુઃખદાયક ખબર તેમને પહોંચાડવામાં આવી. બાનુ આઝાન હથયાર બાંધી પતિની લાશ પાસે આવ્યાં અને દર્દભર્યા અવાજે કહેવા માંડયું.

"જવાંમર્દ આબાન ! મનગમતી વસ્તુ ખુદા પાકે તમને આપી છે, તમે સ્વર્ગે સીધાર્યા છો. જન્નતની હુરો તમારી સેવામાં હાજર છે. મને તમને પ્રેમભાવના સંબંધમાં એકત્ર ગાંઠે બાંધનાર ખુદાની કૃપા મુબારક ! તેજ ખુદાએ આપણને વિખુટા પાડયા એ પણ મુબારક ! તેજ પવિત્ર ખુદાના સોગન ખાઇ કરાર કરૂં છું કે હું જીહાદ કરીશ અને તમારાથી વિખુટી રહીશ નહી. પવિત્ર ઇચ્છાઓ મેળવવા હું પણ શહીદ થઇ તમારી સાથે આવી મળવા પાછળ પાછળ આવું છું. તમે મારા છો અને મારી ઇચ્છાઓ તમારામાં છે. આ દુન્યામાં વધારે વખત આપણે સાથે રહીએ એ ખુદાને મંજુર નહોતું. હું નામુરાદ રહી છું. તમારી પાછળ મને કોઇ પુરૂષ અડકે એ મેં હરામ કર્યું છે. ખુદાના માર્ગમાં જિહાદ કરી ખુદાને શરણે થવાનો મેં ઠરાવ કર્યો છે. ખાત્રી રાખો કે જન્નતમાં હું તમને આવી મળીશ. વખત નજીક આવતો જાય છે. હવે વધારે વખત લાગશે નહીં."

ઉમ્મે આબાને પતિની દફન ક્રિયા કરી. તંબુમાં પાછાં ફર્યાં. ચ્હેરા

ઉપર નકાબ નાંખી. ઘોડો તૈયાર કર્યો. હથ્યાર બાંધી અસ્વાર થયાં જિહાદ કરવા ઇસ્લામી લશ્કરમાં જઇ ભળ્યાં. સિપાહોને પૂછવા માંડયું કે "મારા પતિને કોણે કઇ જગ્યાએ શહીદ કર્યો હતો." સિપાહોએ કહ્યું.

"દમિશ્કના હકીમ તુમાના ઝેરી તીરે બાબેતુમા આગળ આબાનને શહીદ કર્યા હતા."

ઉમ્મે આબાન આગળ વધ્યાં અને બાબે તુમા આગળ યુદ્ધ કરતા શરજીલ બિન હસનાના સિપાહો સાથે જઇ મળ્યાં. અહીંયાં સખત લડાઇ ચાલતી હતી. ઉમ્મે આબાન લડાઇના મેદાનમાં જંગ કરવાની તાલીમ પામેલાં હતાં. એટલુંજ નહીં પણ તીર મારવામાં પણ સંપુર્ણ યોગ્યતા મેળવી હતી. બહાદુરી સાથે રોમન તીરંદાજોને જવાબ આપતાં રહયાં. કીલ્લાની નીચે મુસલમાનો સાથે લડતા લશ્કરનો સરદાર તુમા ઉભો હતો. લડાઇ જોરની હતી. ઇસાઇઓનો ધસારો ઘણો પ્રબળ હતો. મુસલમાનોના કદમ પાછળ પડવાની અણી ઉપર હતા. ઉમ્મે આબાને તીર મારવા માંડયાં. આ બહાદુર બાનુએ નિશાન બાંધી ઇસાઇ ઝુંડા ઉપર તીર ચલાવ્યું ઝંડો ઉપાડનાર ઝખમી થયો. ઝંડો ગતિમાં આવ્યો અને જોતજોતામાં જમીન સરસો થઇ નીચે પડયો. મુસલમાનોમાં જોમ વધ્યું. ઝંડો ઇદરીસના હાથમાં હતો. તે ઘાયલ થઇ જમીન ઉપર પડયો હતો તેને ઉઠાવી શહેરમાં મોકલ્યો. આ પળો ઘણી ભયાનક હતી. મુસલમાનો આગળ વધ્યા અને ઇસાઇ ઝંડા ઉપર કબજો કર્યો ઇસાઇ લશ્કરને હાર્યાનો ભ્રમ થયો. મેદાનમાંથી પગ ઉપાડયા, હિમ્મત તુટી અને પાછળ ચાલવા માંડયું. પરંતુ તુમા સાવચેત હતો. તેણે લશ્કરને હિમ્મત આપવા માંડી. પાછળ હટતા સિપાહોને અટકાવ્યા. સિપાહોની બહાદુરીનાં વખાણ કરતાં અને ઠપકો આપતાં કહયું.—

"બહાદુર જવાનો! ખુદાવંદ યસુનો તમારા ઉપર હાથ છે. કાયર થાઓ નહીં, કાયરો ઉપર ખુદાવંદ યસુ મસીહનો કહેર ઉતરશે. મેદાનમાંથી નાસનારાઓને ખુદાવંદ યસુ આકાશ ઉપરથી શ્રાપ આપે છે. વળો! વળો, જલદી પાછા વળો યાદ રાખો કે સલીબ આપણા હાથમાંથી દુશમનોએ ઝીલી લાધી છે પણ તે કંઇ આપણા દીનની તબાહીનું કારણ નથી. આપણે જીવના જોખમે તે પાછી લેવાની છે. સલીબ મેળવવા હજારો

અને લાખો જાનોનું બળીદાન આપવાનું છે. દીને મસીહની લાજ રાખવામાં મારી સાથે આવનારાઓ! બહાદુર વીર નરો! શમસીર હાથમાં લ્યો અને આગળ વધો. જેઓ નીર્લજ બની પોતાનું અને દેશનું અપમાન સાંખી શકતા હોય, યસુ મસીહના શ્રાપની પરવા ન રાખતા હોય, દીનને વેચી ગુલામીની જીંદગી પસંદ કરતા હોય તેવા કાયરોનું મારી પાસે કામ નથી. તેવાઓએ ખુશીથી ચાલ્યા જવુ અને ઘરમાં બેસી બારણાં બંધ કરી લેવાં. છેવટના શ્વાસ સુધી દીને મસીહની રક્ષા માટે હું મેદાનમાં લડતો રહીશ."

તુમાના આ શીક્ષા અને ટકોરભર્યા શબ્દો સાંભળી કાયર રોમનોમાં કંઇક ઉત્સાહ આવ્યો. ઘણાઓ પાછા વળ્યા અને તુમા સાથે છેવટની ઘડી સુધી લડવાનો ઠરાવ કરી મુસલમાનો ઉપર તુટી પડયા. હાથો હાથની લડાઇ શરૂ થઇ કીલ્લા ઉપરથી મુસલમાનો ઉપર તીરોનો વરસાદ ચાલુજ હતો. મુસલમાનો બરાબર ઘાયલ થઇ રહયા હતા, પરંતું પોતાની જગાથી એક ડગલું પણ પાછળ ખસવાનો વિચાર સરખોએ નહોતા લાવતા. મેદાનમાં આવો કટોકટીનો મામલો જોઇ શરજીલ બીન હસનાએ મુસલમાનોને લલકારીને કહયું.—

"વીર મુજાહીદો, સ્હેજ પાછળ હઠો અને રોમનોની નીશાન બાજુમાંથી નાસી જાઓ. તમારો કમનસીબ દુશમન ફતેહમંદીની ખુશાલીમાં તમારા મોરચા સુધી આવી પહોંચે ત્યાં સુધી પાછળ ખસતા ચાલ્યા આવો મોરચા પાસે આવતાં ચોમેરથી દુશમનને ઘેરી હલ્લો કરો. કાફરો હારશે અને તમે જીતશો. ખુદાની મદદ તમારી સાથે છે."

મુસલમાનોએ આસ્તે આસ્તે પાછળ હઠવા માંડયું. રોમનો સમજ્યા કે મુસલમાનો હારી ગયા. પાછો પકડવાનો ઠરાવ કરી આગળ વધવા માંડયું લશકરની વચ્ચે તુમા હતો. પાછળ હઠવામાં મુસલમાનોના પગ અચળ રહેતા નહોતા. જીતના વીચારોએ રોમનોમાં નવું જોમ રેડયું હતું. બચાવના કશા પણ વિચાર વિનાહુમલો કરવામાં પડયા હતા. આ સબબે મુસલમાનોને વધારે સહન કરવું પડયું. આ સ્થિતિ જોઇ શરજીલે મુસલમાનોને વધારે જમાવ કરવાની આજ્ઞા કરતાં કહયું.

"મુસલમાનો! નીરાશ થતા નહી. લડાઇની મુસીબત અને મોતના

ભયને હૃદયમાંથી કાઢી નાંખો. જીવના બદલામાં જીતની આશા રાખો. વિચાર કરો અને પુખ્ત વિચાર કરો કે દુનીયાની ફના થનારી જીંદગી યોગ્ય છે કે સદા રહેનારી આખેરતની જીંદગી. જાંન ફરોશીના તમારા જીહાદમાં અચળ બહાદુરી સાથે જીવ કુરબાન કરી તમારા ખુદા અને રસુલને રાજી કરી લ્યો. કારણ કે તમારો જીવ ખુદાના માર્ગમાં વેચાઇ ચુકયો છે એટલે ખુદા તમારી હાર અને નામ ભાગ કેવી રીતે પસંદ કરશે. વધો અને હુમલો કરો ખુદાના દુશમનો ઉપર તમારા હરીફ મુશરીક છે, નિર્દય છે, મગરૂર છે, નાલાયક છે અને સત્તા ભોગવવા અયોગ્ય છે. આ તેજ લોકો છે જે ખુદાના નબી ઇસા ( અ. ) ઉપર અયોગ્ય અને અવ્યવહારૂ આક્રમણો કરી ખુદાની ખુદાઇમાં તેમને ભાગીયા બનાવે છે. જ્યારે નબી ઇસાએ પોતે પાલન કર્તા અને ખુદા હોવાનું કાઇ દીવસે કહયું નથી. આદમ (અ૦ માફક તેઓ પણ માટીમાંથી બન્યા છે, મરયમના પેટે અવતર્યા છે, ખુદાને મુનાસીબ લાગ્યું ત્યાં સુધી જીવતા રાખ્યા અને જ્યારે તેની ઇચ્છા થઇ ત્યારે બોલાવી લીધા. આ દુનીયા ઉપર દીનનો ભોગ આપનારા છે. યસુ મસીહને ખુદા બનાવી પોતાના આશ્રીય અને પ્રજાઓ પાસે બળજોરીથી તે માસુમ નબીની પુજા કરાવે છે. ખુદા પાક એવા મુશરીકોને, તમારા હાથે નીર્બળ બનાવવા માગે છે જેઓ નીર્બળ પ્રજાને ગુનરાહી તરફ લઇ જાય છે અને તે મહા શકિતશાળી ખુદા પાક સાથે ગદ્દારી કરી દેશમાં બદઅમની અને ફીસાદનો ફેલાવો કરવાનું કારણ થાય છે.”

“મુસલમાનો! બસ, હવે તમારૂં એક ડગલું પણ પાછળ ખસે નહિ જ્યાં છો ત્યાંજ લોખંડી દીવાલ જેમ સજ્જડ થઇ ઉભા રહો. ફતેહમંદીની લાલચમાં તમારા કદમોમાં આવી પડેલા દુશમનોને પાછા વળવાનો વખત આપતા નહી. અલ્લાહ તમારો બેલી છે.”

શરજીલના ઉત્સાહ ભર્યા શબ્દોએ, સુખાં લાકડાંમાં અગ્ની જે કામ કરે તે કરી બતાવ્યું. મુસલમાનો લોખંડી દીવાલ પ્રમાણે ઉભા થઇ ગયા અને છંછેડાએલા સિંહ જેમ દુશમનોને કતલ કરવા માંડયા. ક્ષણ માત્રમાં સંખ્યા બંધ રોમનો બે જાન થઇ જમીન ઉપર પથરાયા અને ઘાયલ થઇ તડફડવા લાગ્યા દુશમનો નાસી છુટવાની તઇયારીમાંજ હતા તેટલાં શહેરના લશકરની મદદ પાછળથી આવી લાગી. ઇદરીસના હાથમાંથી સલીબ ગુમ થવાની અને મુસલમાનો પાછળ ખસવાની શહેરમાં ખબર પડતાં

શહેરની અંદરનું લશ્કર બહાર આવી મેદાનમાં લડવા તય્યાર થયું. મેદાનની આ લડાઇમાં રોમનોના પગ ઉખડયા ત્યારેજ આ નવી કુમક આવી પહોંચી. ઉખડેલાં કદમ પાછાં સ્થિર થયાં. તુમા રોમન સીપાહોને ઉશ્કેરતો પોતાની સલીબની શોધમાં મુસલમાનોના લશ્કર સુધી ધસી આવ્યો. તેણે શરજીલ બીન હસનાને જોયા અને તેમના હાથમાં સલીબ પણ ભાળી. તુમા તરવાર તાણી તેમની તરફ દોડયો. ઉદ્ધતાઈ સાથે સલીબની માગણી કરી શરજીલે વખત જોઇ સલીબ ફેંકી, ઢાલ હાથમાં લીધી અને દુશ્મન ઉપર હુમલો કર્યો. શરજીલ એકલા હતા. અને સામે સંખ્યા બંધ રોમનો હતા શરજીલ જખમી થવાની ઘડીઓ દેખાતી હતી. કીમતી રેશમી વસ્ત્રો પહેરી અલંકાર કરતા તુમા તરફ ઇશારો કરી પુછયું.

"ભારે વસ્ત્રો પહેરી લડાઈમાં ઉતરેલો કોણ છે?"

પાછળથી મુસલમાનોએ જવાબ આપ્યો "આબાન (ર) નો કાતીલ અને રોમન શહનશાહ હરકલનો જમાઇ તુમા, એ પોતેજ છે."

તુમાનું નામ સાંભળી ઉમ્મે આબાનનું લોહી ઉકળી આવ્યું. નિશાન તાકી તીર માર્યું તીર આબાદ તુમાની જમણી આંખમાં પરોવાયું. બીજુ તીર માર્યું પરંતુ રોમનો તુંમાની ચોમેર ફરી વળયા હતા. છતાં ઉમ્મે આબાનના તીરોનો વરસાદ ચાલુ હતો. પતિની યાદમાં તે બહાદુર બાનુના મ્હોંડામાં નીચેના શબ્દો હતા.

"ઉમ્મે આબાન, તારા દુશ્મને શોધી, તેને સખત સજા કરવા હુમલો કર. ખરેખર રોમનો તારા તીરો સામે ત્રાહે ત્રાહે પોકાર્યા, પરંતુ જીહાદ કરવાની મેં સોગન ખાધા છે. હે આબાન ! તને તજ્યા પછી હું દુનીયાની જીંદગી ભોગવીશ નહિ."

ઉમ્મે આબાનના તીરોએ રોમનોને પાછળ હઠવાની ફરજ પાડી. ક્ષણ માત્રમાં લડાઈનો રંગ પલટાયો. નીરાશ થયેલો તુમા ૩૦૦ રોમનોની લાશો મેદાનમાં મુકી કીલ્લામાં જઇ ભરાયો. શરજીલ બીન હસનાએ શહેરના દરવાજા સુધી રોમનોની પુંઠ પકડતાં કહ્યું.

"બહાદુર મુસલમાનો ! થોડી બહાદુરીનું કામ છે. જુઓ ઘાયલ

થયેલું તમારૂં શીકાર હાથમાંથી જવા પામે નહી. પોતાની ખોમાં પેઠા અગાઉ તેનું કામ તમામ કરો.”

મુસલમાનો પાછળ દોડયા અને રોમનોને કતલ કરતા કીલ્લાની દીવાલો સુધી જઇ પહોંચ્યા. પાછળના રોમનો તરતજ શહેરની અંદર ભરાયા દરવાજો બંધ કરવામાં આવ્યો અને કીલ્લાની દીવાલો ઉપર તીર તથા પથરાનો વરસાદ પાછો શરૂ થયો. મુસલમાનો પણ કેમ્પમાં પાછા ફર્યાં. સુર્યનાં કીરણો અસ્તા ચળે જતાં અને રોમનોની બહાદુર કિર્તીને પણ પોતાની સાથેજ લેતાં ગયાં.

---



# પ્રકરણ ૪ થું.

---

## કરાર અને ફરાર

બુએ ગુલ જાજાયે ગુલમેં નરહેગી બસકર,
ફરસેગુલ આયે તો બેરૂને ગુલિસ્તાં હોગી.

અંધારી રાતના જળકતા તારાએ વાદળી આકાશને દર્શનીય સ્વરૂપમાં ફેરવી રાખ્યો છે. રાત્રિના અંધકારમાં પ્રકાશને શોધતી આંખો આકાશે ચઢી જઇ પ્રકાશે ચળકતા તારા સાથે અથકાઇ ટાઢી પડે છે. ન્હાના ન્હાના તારાઓનાં નિર્બળ કારણો ઉદય સ્થળેથી ઉગી સ્વર્ગમાં એવાં લટકતાંજ રહી ગયો છે કે જાણે કોઇ બળવાન વિજેતાની વીજયે યુધ્ધ ક્ષેત્રના હરીફને પોતાની ગાએન ભયભીત બનાવી દીધો છે.

ધનુષ્ય રેખાની વિખરાએલી પરંતુ પ્રકાશત પંક્તિઓ આકાશમાં મધ્ય બિન્દુએ દોરાઇ જીંદગીના જીજ્ઞાસુઓ ને પર લોકનો માર્ગ બતાવી રહી છે. એકત્ર તારા મંડળ અરૂણા બળને ચંદ્રીકાના પ્રકાશથી વિહિન જોઈ મંદ ચળકાટના વ્યુહમાં તીરવ ગતિના વેગે વધી રહયા છે. વાદળીના મોસત્રી ટુકડા વિસ્તૃત આકાશ ઉપર હલ્લો કરી ફેલાઇ જાય છે ત્યારે અર્થ વગરના તારા મંડળના પ્રકાશ દુનીયાની આખોને નીરાશ કરે છે. તે વેળા આલોકની હસ્તી ઉપર ભયાનક અંધકારનું બીજું એક જાડું પડ ચઢી જાય છે.

વીજલીનો જે ચળકાટ વાદળોમાંથી નીકળી અંધકાર પરસ્તક નજરોને ઉઠાવી જયા વારંવાર જમીનને આલીંગ કરતાં ક્ષણુ માત્રમાં અલોપ થઇ જાય છે. કોઇ વેળા વાયુના ઝપાટા ઝીણી ઝીણી ઝાકળને બગલમાં દબાવી વ્હેવા માંડે છે ત્યારે નિર્બળ જંતુઓ કંપી ઉઠે છે.

નવ ઉપર પંદર મીનીટ વીતી હશે દમીશ્કના મનુષ્ય પ્રાણીઓ, જેઓ એક સંગીન દીવાલમાં ઘેરાઇ જીવન ગાળે છે, અત્યાર સુધી જાગૃત છે. શહેરના ખુણે ખુણો અને ઘરે ઘર કોઇ ભયાનક ક્રાંતિ અને અસહ્ય દુઃખદાયક ઘટનાની વાટ જુએ છે. જણુ માત્રના હૃદય ઉપર યુદ્ધનાં સંકે

ટાનું શીક્ષણ પ્રદચીત્ર આળેખાયું છે. આ વખતે બાળકથી વૃધ્ધ સુધ્ધાં ભયને ઓળખી ગયા છે. ઇદરીસનું ઘર અત્યારે શોકાગાર બનેલું છે. આજની લડાઇમાં ઇદરીસનાં હાથ માંથી સલીબ પડી જવું, ઇદરીસ પોતે ઘાયલ થાય એ મોટામાં મોટા અપશકુન અને નઠારા દીવસોની આગાહી છે.

ઇદરીસ પલંગ ઉપર પડયો છે. હાથમાં થએલા સખતજ ખમની વેદના દરેક શ્વાસ સાથે બાહર આવે છે. તીર કંઇ એવી કમાલનું બનેલું છે કે હજાર પ્રયત્નો થયાં છતાં અત્યાર સુધી નીકળી શકયું નથી. વિવશ થતાં તીરની પાંખડી કાપી નાંખી લોખંડનું ફળ જખમની અંદરજ રાખવું પડયું છે. કાલે વાઢકાપ કરી કાઢવામાં આવશે. ઘરની પટરાણી ઇદરીસની અર્ધાંગના માથું નમાવી પલંગને ઓશીંગે બેઠી છે.

મરીયમ અને તેની જીંદગીનો સોબતી, યુનસ પણ પલંગને અઢલી બેઠા છે ઘાયલ ઇદરીસના કષ્ટની આલોચના કરી રહયા છે. આ દુર્ઘટનાથી દરેક માણસ દુ:ખી છે, પરંતુ જે દુ:ખ ઘરની પટરાણી સીરાહના હૃદયમાં છે તે કહી બતાવવું અશકય છે. ઓલાદની જગ્યાએ માત્ર એક મરીયમ છે તેણી પોતાના દુ:ખે એટલીજ દુ:ખી છે. જેટલી એક લાયક બેટી દુ:ખી થવી જોઇએ. પરંતુ આ તેણીની ઉંમરનો ગુણ છે અથવા યુનુસ સાથે આખી ઉમર માટે લગ્ન ગાંઠે બંધાવાની અસર છે. જો એક આંખ આંસુની ધારા સેરવે છે તો બીજી આંખ જ્યારે યુનુસના તેજસ્વી અને મનોહર મુખ મંડળ ઉપર કુરબાન થવા માટે દોડે છે ત્યારે એક હુલકી આનંદની રાતી રેખા ચળકી ઉઠે છે. જેનો સ્પષ્ટ અર્થ એવો થાય છે કે મરીયમની જીંદગાનો ગાઠ સંબંધ એક માત્ર પિતાનાં દમ કદમનો પરસ્તાર નથી રહયો બલ્કે આ ભકિતનો ભાગીઓ યુનુસ પણ છે. જે આખી ઉંમર માટે તેણીની નાઝ બરદારી ઓનો ભાર પોતાની કાંધે ઉઠાવી ચુકયો છે. એટલે પિતાના સુખ દુઃખની ખુશાલી કે ગમગીની મરીયમનો એક નૈતિક ગુણ છે. હવે તેના દુ:ખી જીવનમાં સ્વાર્થ કે મતલબનો અંશ ઘણો ઓછો છે.

તેણીના અંતરનું દુઃખ સીમા ઓળંગે છે અને પિતાના કલપાંત ઉપર અણુધારી આંસુની ધારા વ્હેવા માંડે છે ત્યારે કોણ જાણે તેણીના કાનમાં આશ્વાસનના શબ્દો કોણ રેડે છે કે "આ રકારોળ સાથે તારો શો

સંબંધ, તારો સરતાજ, જે ભાવિ જીંદગીમાં સદા તારો મદદગાર રહેશે તેના રક્ષણની પ્રાર્થના કર. ખુદા તેનો વાળ વાંકો ન કરે." આ વિચાર આવતાં આસુ ભીની તેણીની આંખો વરસાદમાં ઉભરાતાં પાણીનાં નાળાં ઉનાળાનો સમાગમ થતાં સુકાઈ જાય છે તેમ સુકાઇ જાય છે.

જમણા હાથમાં કાળો રેશમી રૂમાલ છે. રડતી આંખોની ભીનાશ દુર કરવા મુખ મુદ્રા ઉપર આવે છે અને નરગીસી આંખો તથા ફુલ જેવા રૂખસારોને સાફ કરે છે. આ નાનકડું મંડળ અડધા કલાક સુધી ચુપ ચાપ બેઠું રહયું. ઇદરીશના દુઃખની વડમાં વૃદ્ધિ ઉપર હતી. બે મીનીટ પણ તે એક બાજુએ સુઈ શકતો નહી. ખુદા ખુદા કરીને હવે વેદના કંઈક ઓછી થઇ છે. યુનુસે પુછયું.

"પિતાજી, વેદના કંઈક ઓછી છે?

**ઇદરીસ**—હા, જ્યારથી તમે શીશીમાંની દવા ચોપડી છે. ત્યારથી વેદના ઓછી છે અને જખમમાંથી વ્હેતું લોહી પણ બંધ થયું છે."

**યુનુસ**—જી, એ દવાનો એવોજ તાત્કાળીક ગુણ છે. સખતમાં સખત જખમને મીનીટોમાં રૂઝવે છે. અને વેદના તો પળોમાં દુર થાય છે. આજે જો તીરનું ફળ નીકળી આવ્યું હોત તો રાતની રાતમાં જખમ રૂઝાઇ જાત. પરંતુ વાઢકાપનું કામ સવાર ઉપર મુલતવી રાખવામાં ભુલ થઇ એટલે આજે જેટલી વેદના સહન કરવી પડી છે, તેટલીજ વેદના કાલે સહન કરવાનું બાકી રાખ્યું છે.

**ઇદરીસ**—પરંતુ દુઃખી પોતાના સંબંધમાં કયાંથી વીચાર કરી શકે. મારા તબીબી સલાહકારે તેમાંજ કંઇ લાભ જોયો હશે.

**યુનુસ**—વાઢ કાપનું કામ સવારે અનુકુળ ગણવામાં આવ્યું હશે, છતાં પણ મને એમ લાગે છે કે વખતે ઓપરેશન કરવામાં તમારા તબીમતને કંઇ અડચણ હશે. જો હું તે વેળા હાજર હોત તો તેની આવી સલાહ કદી માનતો નહી કારણ કે હાથનો જખમ જોખમભર્યો ગણવામાં દરેક વખતે સ્હેલાઇથી કામ થઇ શકે છે. ખુદા ન કરે અને કદાચ તીરનું ફળ ઝેરીલું હોય તો સવાર સુધી જીંદગીની આશા ફોગટની છે. કેટલીક વેળા તબીબો પણ ઇચ્છા પુર્વક આળસ અને બેદરકારી બતાવી બીમારની

હાલત ગંભીર બનાવે છે. જ્યારે તબીબનો નૈતિક ધંધો આવાં લુલાં બ્હાનાં ને કદી ટેકો આપતો નથી.

ઈદરીસ—મહોબ્બતના જોશમાં તમે જે સમજો તે ઠીક છે. પરંતુ જે થવાનું હતું તે થઇ ગયું. સવાર કંઇ વેગળી નથી દીને મસીહની હીમાયતમાં જ્યાં આટલાં દુઃખો વેઠયાં છે ત્યાં સવારનું દુઃખ પણ વેઠીશ. યસુના દીનની સેવા કરતાં જીવ પણ ચાલ્યો જાય તો એ કંઇ મોટી વાત નથી.

યુનસ—તેમાં કંઇ સંદેહ નથી. દુનિયામાં મનુષ્યને ચાર વસ્તુઓ ઘણી વ્હાલી હોય છે. જેમની રક્ષા માટે એક બીજાનો ઉપયોગ કરે છે. પોતાના સુખ અને આરામને ધનદોલત સંગ્રહ કરવામાં, દોલતને બાળગોપાળ અને માન, આબરૂ ઉપર અને બાળગોપાળ તથા માન આબરૂને મઝહબની રક્ષા ઉપર કુરબાન કરે છે. કારણ કે મઝહબ સર્વ વસ્તુઓમાં ઉત્તમોત્તમ છે. આપણા પ્રાણ અને સર્વસ્વ મઝહબ માટેજ છે. છતાં પણ અરબ લોકો સખત જંગલી પ્રજા છે. આ તેજ લોકો છે જેને સુધરેલી દુનીયા, તુચ્છ, ધીકકારપાત્ર અને અર્થ વગરની જંગલી પ્રજા તરીકે ગણી તેમની તરફ ધ્યાન વટીક પણ આપતી નહોતી. ત્યારે કેટલી અજાયબી અને હેરતની બીના છે કે આ જંગલી પ્રજા, આપણી સુધરેલી અને સંસ્કૃત પ્રજાના દાંત ખાટા કરી રહી છે. શહનશાહ તરફથી અરબોને કદી છંછેડવામાં આવ્યા નથી ત્યારે આ હુંમલાનું મુળ કારણ શું હશે! હું અત્યાર સુધી સમજી શકયો નથી.

દરીસ—અત્યારથી અડધી સદી ઉપર અરબોનો ખવાસ અને આચરણ તદન દુરાચારી હતા. તેમની તરફ લક્ષ આપી શકાય એવી સ્થિતી નહોતી, તેઓ સુધરેલા નહોતા, નહોતી તેમનામાં સંસ્કૃતિ. તેમનો દેશ ફળદરૂપ અને રસાળ પણ હતો નહી. છતાં પણ મોહમ્મદ(સ.) બીન અબદુલ્લાહ બીન મુત્તલીબના શિક્ષણે અરબના રજકણોમાં માત્ર ૧૩ વરસની નજીવી મુદતમાં નુરાની પ્રકાશ નાંખ્યો. આનુરાની પ્રકાશની છાયામાં આવતાં જે પ્રજા જંગલી હતી, પોતાના ઓળાથી ભડકતી હતી, તેમનુ પોષણ માત્ર જંગલી જનાવરોના શીકાર ઉપરજ થતું, જેમનો ધર્મ પોતના હાથે ઉભા કરેલા પથરા પુજવાનો હતો, તેઓ ચમત્કારીક રીતે એક નવી સંસ્કૃતિમાં રંગાઇ આપણા આપવિત્ર દેશ સુધી આવી લાગ્યા છે. તેઓ જે સંસ્કિતમાં લીન થઇ રહ્યા છે તેનો સ્પર્શ અત્યાર સુધી દુનીયાને થયો નથી.

ચાળીસ વર્ષ પહેલાંના બનાવો મને બરાબર યાદ છે. તે વેળા યુનાનના રાજાએ અરબ ઉપર કબજો કરવાનો ઠરાવ કર્યો હતો અને ઉસમાન બીન હારીસ નામના શખ્સને પોતાના પ્રભાવમાં લઇ અરબમાં રાજ્યદવારી કુનેહની જાળ બીછાવવા વિચાર કર્યો હતો. ઉસમાન ઇસાઇ થઇ ચુકયો હતો. પરંતુ મોહમ્મદ બીન અબ્દુલ્લાહ (સ.) ઘણો ચતુર હતો તે આ કુનેહને સમજી શકયો અને યુનાની રાજાની ઇચ્છા પુરી થવા દીધી નહીં જો કે તે બુદ્ધિ બળના ધણી અને સ્વદેશના સાચા ભકતે પરદેશીઓની ગુલામીમાંથી દેશને બચાવ્યો પરંતુ આઝાદીનો ઝુંડો હાથમાં લઇ અરબ કોમનો નબી જાહેર કરી પોતાની તાબેદારીનો પાઠ ભણાવ્યો. શરૂઆતમાં તેનો જબરો વિરોધ થયો પરંતુ તે બુધ્ધિમાન અને વ્યવસ્થા નીપુણ કુનેહબાજ પોતાના દાવાઓમાં અચળ રહયો અને અંતે અરબની આખી પ્રજા તેની નિતીના તાબામાં આવી અથવા એમ કહો જડવાદી અને જંગલી અરબોને જેર કરીનેજ તે બેઠો. આ તેનીજ કોશિશો અને શિક્ષણનું પરિણામ છે જે આપણી સામે છે. હું જાણું છું કે અરબો નીષ્ઠુર અને જંગલી અવશ્ય છે છતાં એવા નઠારા નથી કે તેમને છંછેડયા વગર કોઇની ઉપર ચઢી આવે.

હવે તો આ સઘળા પોતાને મુસલમાન કહે છે અને એક જુદોજ ધર્મ પાળે છે. મોહમ્મદ (સ.) કે જેને તેઓ પોતાનો પવિત્ર પયગમ્બર માને છે તેના હુકમોનું માન ઘણી સાવચેતી સાથે જાળવે છે. તેમનોજ હુકમ છે કે લડાઇ અને ખુનામરકીની કદી તમારા તરફથી શરૂઆત થવી જોઇએ નહી. કારણકે આ દુનીયામાં અમન અમાન અને સુલેહ શાંતિ ફેલાવવા માટે ખુદા તાલાએ તમને પસંદ કર્યા છે. અમો આ લડાઇઓમાં બરાબર જોઇ રહયા છીએ કે જ્યાં સુધી તેઓ ઉપર હુમલો થતો નથી ત્યાં સુધી તેઓ કદી પણ હુમલો કરતા નથી.

તમોને વખતે નહી ખબર હોય કે પયગમ્બર મોહમ્મદ (સ.) સાહેબે મદીનામાં આવી રીસાલતમાં શીક્ષણનો ફેલાવો કરવા માંડયો ત્યારે પોતાની કોમ ઉપરાંત ઇરાન, મીસર, રોમ, હબશાન વગેરેના રાજાઓને કાગળો લખ્યા હતા. તેજ વખતે આપણા શહનશાહ હરકલને પણ એક કાગળ લખ્યો હતો જેમાં જણાવ્યું હતું કેઃ—

"અલ્લાહના રસુલ મોહમ્મદ (સ.) તરફથી કોન્સ્ટા-ટીનોપલના રાજા

હરકલને જણાવવામાં આવે છે કે જેણે તોહીદે ઇલાહીને પોતાના આચાર વિચારમાં સ્થાન આપ્યું તે સદાની સલામતીમાં આવ્યો. હું તમને આ સત્ય દીન તરફ બોલાવું છું. જો તેનો તમે સ્વીકાર કરશો તો સલામતી મેળવશો, અને નહીં તો આખી કોમ માટે જવાબદાર રહેશો. પરંતુ મોહમ્મદ પયગમ્બર (સ.) ના એલચી હારીસ બીન ઉમેદ અઝદીને આ દમીસ્કની નજીક શરજીલ બીન ઉમરે દોરડાથી બાંધી નીર્દયપણે કતલ કર્યો. તેને હાકીમ ગસ્સાન પાસે જવા દીધો નહિં. શરજીલની તે વરતણુંક અરબોના હુમલાનું કારણ થઇ છે. શરૂઆતમાં પોતાના એલચીના ખુનનો બદલો મેળવવા માટે અરબોએ ગસ્સાન ઉપર ચઢાઇ કરી. તે વેળા જો શાહેનશાહ હરકલે નાંખતી કરી હોત તો આજની સ્થિતિ ઉભી થઇ હોત નહી. પરંતુ શહેનશાહે ગસ્સાની માગણી પ્રમાણે મદદ માટે લશ્કર મોકલ્યું. આ લશ્કરનો મુતા મથક આગળ પરાજય થયો. આથી અરબોની હીમ્મત વધી ગઇ, વધારે શું પુછો છો, આ મુસીબતને આપણે પોતેજ બોલાવી છે અને ખબર નથી પડતી કે તેનું પરિણામ કેવું આવશે.

યુનુસ—તમે જાણો છો કે અરબોના પયગમબર મોહમ્મદે (સા) સાહેબે કરેલો નબુવ્વતનો દાવો આપણા આકાશી પુસ્તક ને કાં સુધી સાચો છે. પુર્વકાળના અંબીયા સંબંધીં તેઓ શું કહે છે? શું તેઓ તે તે સઘળા નબીઓનો ઇનકાર કરે છે?

ઇદરીસ—મોહમ્મદ (સ) સાહેબે નબુવ્વતનો કરેલો દાવો કબુલ રાખતાં મારે અટકવું જોઇએ. આપણાં પુસ્તકોમાં આખરી નબી પેદા થવાની આગાહી છે જયારે તેમનું નામ મોહમ્મદ છે. આપણા ઉલમા કહે છે કે ભાવી પયગમબર બની ઇસ્રાઇલોમાં થશે જયારે મોહમ્મદ (સ.) ઇરવની ઇસરાઇલ નથી. છતાં પણ ઇબ્રાહીમ (અ.) નાં પડની હજારાથી અવતરેલા ઇસમાઇલના વંશજ અવશ્ય છે.

ખુદાવંદ મરયમને આપણે ખુદાનો પુત્ર કહીએ છીએ જયારે મોહમ્મદ (સ.) માત્ર નબી તરીકે ઓળખાવે છે અને આદમ (અ.) જેવા બતાવે છે. જે મહા પુરૂષ બાપ વગર અવતર્યો હોય તે દુનીયાના સાધારણ માણસો જેવો કેવી રીતે ગણી શકાય. આવી રીતે આપણા પયગમ્બરનું ખુલ્લું અપમાન કરે છે. આપણને મુશરીક કહે છે. બાકીના સઘળા નબીઓ માનું ખુલા દીલે કબુલ કરે છે.

**યુનુસ**—પરંતુ ભાવી નબી બની ઇસરાઇલોમાંથી થશે અને તેનું નામ ફારકલીતજ રાખવામાં આવશે એનો શો પુરાવો છે ? ખુદાવંદ મસીહના જન્મ પહેલાં યહુદીઓને ઇલીયાસ નબી વીષે ખબર આપવામાં આવી હતી. પરંતુ યોહાન ઇલીયાસની જગાએ આવ્યો ત્યારે તેનો સ્વીકાર કર્યો નહી. વળી નામ ઉપરથી એટલી ગેરસમજુતી ઉભી થઇ કે યેસુને પણ પયગમ્બર તરીકે કબુલ રાખ્યો નહી. આ સબબે તેને સુળી દેવામાં આવ્યો. પવિત્ર પુસ્તકમાં ફારકલીત વિષે કંઇ વધારે ખુલાસો છે ?"

ઇદરીસ——મારા વિચાર મુજબ તે અસ્પષ્ટ બીના છે પરંતુ ઉલમાઓ કહે છે કે સઘળા નબીઓ બની ઇસરાઇલમાંજ થવો જોઇએ. ઉલમાનો મદાર આ એક દલીલ ઉપર છે. ખુદાતાલાએ પોતાની મહેરબાનીઓ બની ઇસરાઇલ ઉપર પુરી કરવાનું કહયું છે એટલે તેની મહેરબાનીઓ ત્યારેજ પુરી થયેલી ગણાશે કે જયારે છેવટનો પયગમ્બર બની ઇસરાઇલમાંથી થશે."

**યુનુસ**—પરંતુ જે બાબતમાં આકાશી પુસ્તક ખુલાસો ન કરતું હોય ત્યાં ઉલમાની કલ્પનાઓ કામ આવે કે ? જયારે ખુદાની મહેરબાનીઓને પયગમબરોની કત્લ અને ખુદાવંદ યસુને સુળીએ ચઢાવ્યા હોય ત્યારે કોણ કહી શકે છે કે બજા ઇસરાઇલો ખુદાની મહેરબાની મેળવવાને પાત્ર છે કે નહી. શું ગુનેહગારો પણ ખુદાની મેહરબાની ને પાત્ર ગણાશે ? જયારે મનુષ્ય પોતાના અપરાધ ઓ ઉપર લાગી દયા બતાવતાં કાયર થઇ ગુસ્સો કરવા તઇયાર થાય છે ત્યારે ખુદાપાકની ઝાત ઘણી મોટી અને ઘણા શકિત વાળી છે ખુદાવંદ મસીહે કહયુ છે કે મોતી સુસરની સામે ધરપા જોઇએ નહી. ત્યારે બની ઇસરાઇલ જેવા આપરાંધીઓમાં ફારકલીતને ખુદા કેવી રીતે પેદા કરી શકે ? જો એવું થાય તો પણ જેવી રીતે યહુદીઓએ યસુ મર મહને માન્યા નહી, તેમના દાનાને ભવિશ્યમાં આવનારા ઇલીયાસની ઇન્તે જારીમાં છો તે પોહાનના નામે આવી ગયા. પરંતુ તે લોકોએ શું આ સત્ય કબુલ રાખ્યું. ફારકલીદના દાવાને રદ કરવા તેમની પાસે તેજ દલીલો છે. તેઓ કહેશે કે ફારકલીદનાં જન્મ પહેલાં ઇલીયાસ અને યસુ મસીહ આવવા જોઇએ. એટલે તેઓ ખુદાની મહેરબાની ઉપર કદી સંતોષ માનવાના નથી.

**ઇંદરીસ**—ફારકલીદ મુસાના વંશમાં પેદા થવાની જરૂરજ શું છે ? જો

તે યસુના અનુયાયીઓમાં પેદા થાય તો બધી ઇસાઇ કોમ ઇમાન લાવશે.

યુનસ—પ્રથમ તમારો વાદ બની ઇસરાઇલો સામે હતો કે થોડા ઘણા યહુદીઓ ઇસાઇ થાય અને તેમની ઓલાદમાં ફારકલીત જન્મ લે તો તેથી મુસાના વંશનો જે ક્રમયસુ મસીહ સુધી સીધો આવ્યો છે તે તુટી જાય. કારણ કે કુટુંબીક બંધારણની રૂએ મસીહનો વંશમાં ફારકલીત થવો જોઇતો હતો, પરંતુ સઘળા જાણે છે કે પોતાની પાછળ કશો વંશ છોડયા વગર યસુ મસીહે સંસારનો ત્યાગ કર્યો છે.

ઇદરીસ—બેટા આ સવાલના ઉંડાણમાં વધારે ઉતરવાની જરૂર નથી. આપણે ઉલમાનથી તે ધર્મની વાતો ઉપર વાદવિવાદ કરી શકતો નથી. કારણકે ધર્મ અને બુધ્ધિ બન્ને પ્રતિયોગી વસ્તુ છે. એ ખરૂં શું કે ખુદા વંદ યસુ મસીહને સુળીએ ચઢાવવામાં આવ્યા અને બજા ઇસરાઇલોએજ સુળી દીધી. પરંતુ તેમાં ખુદાની હીકમત હતી અને તે એકે યસુનું ખુન અમારા પાપોનો પ્રતિકોર થાય. ખુદાતાલાની ઇચ્છા પોતાના એકના એક પુત્રને બનીઇસરાઇલોના પવિત્ર હાથો વડે સુળીએ ચઢાવવાની હતી.

યુનસ—ચાલો થયું ! જો ધર્મના સવાલોમાં અકાસને અભરાઇએ મુકવાની જરૂર ગણાવવામાં આવે તો ઇસાઇ ધર્મનો ખુદાજ નીગેબાજ છે. છતાં પણ તમારી આજ્ઞાને આધીન થઈ આ ચર્ચા બંધ કરવીજ સારી છે. તોએ હાલની મુસીબતોમાંથી ઉગરવાની તદબીર કરવી જરૂરની છે.

ઇદરીસ—એટલે એ શું ?

યુનુસ—કોણ જાણે છે કે કાલે અહીંયાં શું થવાનું છે. દુશમનની ચઢાઇ આપણા દરવાજા સુધી પહોંચી છે અરબોની વર્તણુંક સઘળા જાણે છે. જે શહેર તેઓ જીતે છે ત્યાંની પ્રજાને ગુલામો અને બાંદીઓ બનાવે છે. માલમતા લુંટી લઇ જગા જમીન તારાજ કરે છે. કદાચ કાલે આપણું શહેર પડયું તો શું તમે પસંદ કરશો કે તમારા સબંધીઓ અરબોની ગુલામીમાં રહે અને સ્ત્રીઓની લાજ લુટવામાં આવે. હું આ દુઃખી સ્થીતી જોવા તઇયાર નથી.

ઇદરીસ—બેશક લજ્જા એનુંજ નામ છે. પરંતુ બેટા એવી સ્થિતિમાં થઇજ શું શકે છે. જ્યારે દુશમને ચારે ગમથી ઘેરો નાખ્યો હોય ત્યરે

જીવ બચાવવા નાસી છુટવાની સરકારના હેતુઓ અને કાયદાઓ પણ પરવાનગી આપતા ન હોય.

યુનુસ—ગમે તે હીકમતે કે ચાલાકીએ દુશમનના ઘેરામાંથી છટકી જવું કંઇ વધારે કઠણુ નથી. પરંતુ સાથે સરકારનો કોઇ કાયદો • શહેરી પ્રજાને પરાજીત થતા શહેરમાં રહેવાની અને વગર કારણે પાયમાલ થવાની ફરજ પાડતો નથી. અલબત દુશ્મન સાથની લડાઇમાં પુઠ નહી દેખાડવાની લશ્કરી સીપાહોની ફરજ છે.

ઇદરીસ—આ તકરારનો મુળ ભાવાર્થ શું છે?

યુનુસ—મારા અભિપ્રાય પ્રમાણે સ્ત્રીઓને શહેરમાંથી ખસેડવા જોઇએ.

ઇદરીસ—વિશેષ પ્રકારે મરીયમને.

યુનુસ શરમાઇ ગયો. આંખો નીચી કરી તેણે કહ્યું "હું કોઇ ચોકસ વ્યકિત માટે કહેતો નથી. છતાં જો તમારા સંબંધીઓને છુટા કરવાની તમારી ઇચ્છા ન હોય તો ઝાઝુ નહી તો તમારી આજ્ઞા ઉપાડી લેવાની મારી ફરજ છે.

ઇદરીસ—અલબત. પરંતુ આવા નાજુક વખતમાં મારાં કાળજાના કકડાને જુદી કરીશ નહી. કારણ કે મરીયમના હીત અને ભલાઇની મને જેટલો ફીકર છે તેટલા ભાગ્યેજ તમને હશે. એ ખરૂં છે કે દશ દીવસથી ધર્મના નીયમે તમને તેના હિતેચ્છુ, યોગ્ય રખેવાળ અને જીંદગીના સોબતી બનાવ્યા છે છતાં હું એનો બાપ છું. જેણે જનમ્યાની ઘડીથી ૧૮ વર્ષ સુધી ઓલાદની નજીવી તકલીફ ઉપર સર્વસ્વ કુરબાન કરવાનું પસંદ કર્યું હોય તેને સંપુર્ણ હક છે. મુસીબતના વખતે ઓલાદની મહોબત પોતાને માટે સુરક્ષીત રાખે.

યુનુસ—તમને તમારી ભલી બેટી ઉપર સંપુર્ણ અધિકાર છે એટલુંજ નહી પણ મારી ઉપર પણ તેવોજ હક છે. હું ખરૂંજ કહુ છું કે મારો જીવ તેણીના ચરણ કમળ ઉપર કુરબાન થાય તો તેમનાં મારૂં કલ્યાણ છે. પરંતુ સમય સુંચકતા—"

" બસ ! બસ !! " વચ્ચેજ ઇંદરીસે કહેવા માંડયું " તમારી લાયકાત નું મને ભાન છે છતાં જાણી જોઇને ખના દરયામાં તમને

હડસેલી શકતો નથી. કોને ખબર છે કે શહેરમાંથી નીકળયા પછી તમને કેવા સંકટો સહન કરવાં પડે. જે ભય જોઇને તમે નાસો છો તેજ તમારી સામે આવે."

યુનુસે માથુ નમાવી કહયું "યોગ્ય છે."

અગ્ર દેવળના ઘડીયાળે બાર વગાડયા. ઇદરીસ વાતો કરતાં કરતાં સુઇ ગયો. સારા પણ પોતાના પલંગ ઉપર સુઇ ગઇ. યુનુસ અને મરીયમના પોતાના સુવાના ઓરડામાં આવી ઇદરીસ સાથે થયેલી વાતો ઉપર વિચાર કરવા લાગ્યા પરંતુ કુદરતે બક્ષેલી પ્રેમની ઉછળતી લાગણીઓથી છળાછળ ભરેલાં ઉભયનાં અંતઃકરણમાં ઇદરીસની સમજાવટ અર્થ વગરની નકામી અને ઘડપણની અહંકારી ભાવના કરતાં વધુ અસર કરી શકી નહી.

યુનુસ પોતાની ખુરશી મરીયમની અડોઅડ મેળવે છે. મરીયમના પડખામાં બેસી તેણીના નરમ અને નાઝુક હાથ, પોતાના હાથમાં લઇ આસ્તે આસ્તે પંપાળી રહયો છે અને આવી રીતે પોતાના ઇશ્કની ઇચ્છાઓનો પ્રભાવ ઇશારા ઇશારામાં નાંખી અંતઃકરજના ઉભરાતા ઉમળકા બહાર લાવે છે. યુનુસે પોતાનો જમણો હાથ આગળ વધીને મરીયમના ગળામાં નાંખ્યો છે. પરંતુ મરીયમ હજુ સુધી તદન ખામોશ અને શાંત બેઠી છે. તેણી જાણીજોઇને યુનુસની વર્તણુક તરફ, નાંખતી કરે છે અથવા એવા ઉંડા વિચારમાં ગુંથાઇ છે કે તેણીને શુદ્ધિની બુદ્ધિવટીક પણ નથી. પરંતુ આ ચુપકીદી યુનુસની પ્રેમાળ હરકતોમાં વધારો કરે છે. યુનુસે હીમત સાથે માથુ નમાવી મરીયમનાં ગોરા ગોરા ગાલ ઉપર ચુંબન લીધું. મરીયમ હવે ઝબકી, ચમકી, તેના નારી ગુણનો દરીયા હવે છલકવા માંડયો. અંતઃકરણમાં છુપાઇ રહેલી પ્રેમાળ લાગણીઓનો પરદો ઉચકાયો. મગજની માયા અને અંતરના આથાગ પ્રેમે તેણીને કંપાવી દીધી. ચુપકીદીમાં બંધ થયેલા હોઠો આ હાસ્યથી વીકસ્યા. ઉમંગી યુનસ તરફ ફેરવતાં મધુર સ્વરે કહયું.

"આ શી વર્તણુંક હતી!"

"તમારાજ કાળજે હાત દઇ પુછો" યુનુસે જવાબ આપ્યો.

"તમારા અંતર લેખ મેં વાંચ્યા!" મરીયમે અટહાસ્ય કરતાં કહયું.

" અવશ્ય " યુનુસે જવાબ આપ્યો.

" ખરેખરજ " મરીયમે કહેવા માંડયું.

> હાલે દીલ લાખ' છુપાયા લેકિન;
> નિગાહે શોકને, ગમ્માઝી કી."

" પરંતુ આ મારી છેવટની વર્તણુક હતી " યુનુસે દીલગીર થતાં કહ્યું.

**મરીયમ**—એટલે–ખુદાખાતર વીગતે સમજાવો ?

**યુનુસ** વ્હાલી મરીયમ, હું હવે દમીશ્કમાં વધુ વખત રહીશ નહી. કાલેજ વતન તરફ જવાનો વિચાર છે, પરંતુ મારી સાથે મોકલવા તમારા પિતાશ્રી રાજી નથી. જીંદગી બાકી રહી અને લડાઇનાં વાદળ ટળી ગયાં તો ખુદા ફરી મેળવશે. નહી તો સબર કરજો અને ભુલે ચુકે મારૂં સ્મરણ કરજો. આપણી સ્થીતી તદન

> ખિલકે ગુલ કુછતો બહારે, જાંફિઝા દિખલા ગયે;
> હુસરત ઉન ગુન્ચોંપેહયે, જોબિન ખિલે મુર્ઝા ગયે.

ખિલેલાં પુષ્પો કોક આનંદી બહાર બતાવી ગયાં, પરંતુ જે કલીયો ખીલ્યાવિના કરમાઇ ગઇ તે ઉપર અફસોસ માત્રજ છે.

યુનુસના વિચાર જાણી મરીયમની આંખો ભરાઇ ગઇ તેણીએ કહ્યું ' તમે શું કહો છો ? હું હવે તમારી છું. પિતાની વાતો તરફ જોવાનું નથી. અત્યારે આવેલી ચોતરફની આફતોમાં તેઓ બે બાકળા જેવા બન્યા છે એથી તેઓ ઢંગ વગરની વાતો કરે છે. તેઓ સારી રીતે જાણે છે કે જવાન બેટીની ઉચ્છાઓ કેવી અને કઇ હોય છે. તેણીની રક્ષા માટે કોણ વધારે જોખમદાર છે અને તેની મહોબત નો અધિકાર કોણને પહોંચે છે. "

**યુનુસ**—પરંતુ તેમની વાતો ગાંડપણની વાતો કહેવાય નહી. તેમનો દરેક શબ્દ અંતઃકરણની શુદ્ધ ઇચ્છા ઓનો પડઘો હતો.

**મરીયમ**—કદાચ એ ખરૂં પણ હોય છતાં તે સાથે તમારો શો સંબંધ તમને મારી સાથે કામ છે. તમારી દરેક ઇચ્છા અને આજ્ઞાને માન આપવા હું તઈયાર છું.

**યુનુસ**—તમારા લાગણી ભર્યાં શબ્દો ઉપર મારે વિશ્વાસ રાખવો ?

**મરીયમ**—બેશક મરીયમ તમારા માટે છે. તેણી ઉપર માત્ર તમારી સત્તા ચાલી શકે છે.

યુનુમે તેણીનાં ગોરા ગાલ ઉપર મહોબ્બતનું ચુંબન લેતા કહ્યું " પ્યારી મરીયમના, આટલી મોટી સલતનતના ધણી શાહન શાહ હરકલે જે મ્હોતુ મેળવ્યું તે આજે હું મેળવી શકયો છું દારાની દુખનર શીરૂયાતે મેળવ્યા પછી સીકંદરે આઝમને જે આનંદ થયો હશે એથી એ વધારે આનંદ આજે મને થયો છે. સીકંદર મારા જેવો ભાગ્ય શાલી થઇ શકતો નથી. તેણે અસંખ્ય માણસોનું લોહી રેડી, દારાનો પરાજય કર્યો દારાને કતલ કરવાનું કલંક લીધું, તેના દેશને પાયમાલ કર્યો અને તે પછી તેની બેટીને કાબુમાં કરી રાજ્ય સત્તાના દાબ તળે તેણી ઉપર કબજો મેળવ્યો જ્યારે માત્ર શુદ્ધ પ્રેમના બદલામાં હું તને મેળવી શકયો છું. મારી પાસે રાજ સિંહાસન નથી કે નથી કોઇ જાતની રાજ્યસત્તા. એક માત્ર ઇશ્ક અને મહોબતનુ શુદ્ધ દીલ છે તેની ત્હેં કદર કરી છે. "

**મરીયમ**—તમારા શુદ્ધ વિચારો અને ભલા સદગુણો નો ખ્યાલ છે. હું મલેકા શીરૂયા કયાંથી, મને મેળવવાની ઇચ્છાજ કોણ કરી હતી. મારામાં કયું રૂપ કે કયો સદગુણ છે ? વિધાતાના લેખ ઉપર મને અભીમાન છે કે સીકંદર થી ઘણો લાયક, ઘણો કુળવાન, ઘણો પ્રેમાળ અને ઘણો સદાચારી પુરૂષ મેળવવા ભાગ્ય શાળી થઇ છું. હું કેવી છું એતો હું પોતેજ જાણું છું.

યુનુસે–કહયું.

**મઝા દિલકે તઅલ્લુકકપે, અગર મુઝો તો બરાયે હુસે;**
**મહોબ્બત યા અદાવત કુછભી હો, લેકીન બરાબર હો.**

પ્યારી ! ખરૂં કહું તો ખુદા તાલાએ પોતાની મેહેરબાનીઓનો વરસાદ વરસાવી આપણ બન્નેને ખુશ નશીબ કર્યાં છે. તમારા મારી તરફ જે ભલી વિચારો છે તેથી વધારે હું તમારા ઉપર અભીમાન કરૂં છું. તે દીવસો હુ નહી વિચારી શકું, જે પળો દરમીયાન બેનેઇલનાં ખાંડી પત્રોમાં થયેલીજ નજરે મારી આંખોએ તમારી પસંદગી કરી હતી. તે પવિત્ર ભુમીને સદા હું મુબારક ગણતો રહીશ, જ્યાં આજથી ચારવરસ પહેલાં

યાત્રાના દીવસે તમારી છાવણી હતી. આ ચારવરસના ગાળામાં જ્યારે હું તે તરફ ગયો ત્યારે તે નિર્જન સ્થાનને કલાકો સુધી પ્રેમ ભરી નજરે જોયા છતાં પણ ધરાયો નહિ. કેટલાક લોકો મારી તે બેભાન અવસ્થાને બેતેલની પુરાતન જાહોજલાલીની હસરત ભરી યાદ તરીકે ઓળખાવતા હતા. પરંતુ તેમને કયાં ખબર હતી કે હું તે ધાર્મીક ખંડિયેરોનો દીવાનો નહોતો ! પરંતુ એક હુર જેવી મરીયમની શોધમાં તે ખંડીયરોનાં ખુણા ખુણાને પ્રેમાળ નજરે નીરખવા ટેવાયો હતો. આ ઉજ્જડ ખંડીયરોમાં તેણીએ બે રાતનો વિસામો લીધો હતો. વ્હાલી મરીયમ ! મારી જીંદગીના ચાર વર્ષ જે સ્થિતિમાં પ્રસાર થયાં છે તે શબ્દો દ્વારા બતાવવા અશક્ય છે. કદાચ એકાદ વખત ત્યાં આવી મારી બેભાન અવસ્થા જોઇ હોત તો આજે કોઇ સાક્ષીની જરૂર ન હોતી. આ ઇચ્છાને સદા મારા અંતઃકરણના પરદામાં છુપાવતો રહયો. જ્યારે ખુદાતાલા તમારી સાથે મેળવશે ત્યારે વતનના તે વેરાન પણ પવિત્ર ખંડીયરોને તારા પ્રેમી હૃદયમાં રોનક દઇશ. મારી આ માનતાને તમે ટેકો આપશો ? વ્હાલી મરીયમ ! મારી આ શુધ્ધ ભાવના તને પસંદ પડશે ?”

શરમાળ નજરે યુનુસ તરફ જોતાં મરીયમે કહયું “ તમારી દરેક ઇચ્છા પુરી કરવાની મારી ફરજ છે. પરંતુ બેતે ઇલનાં ખંડીયર અને આપણો સમાગમ. જરા વિચારો તો ખરા ! ”

યુનુસ—સમજ્યો ! પરંતુ મારી ઇચ્છા—મારી માનતા—શુધ્ધ ભાવના એમાં હ. દાઉદ ( અ. ) અને સુલેમાને ( અ ) બનાવેલા અને અત્યારે વેરાન દશામાં આવી પડેલા, બની ઇસરાઇલોની ગેરવર્તણુકોને શ્રાપ દેતા—તે બરબાદ પણ પવિત્ર સ્થાનમાં એક રાત્રિ—માત્ર એકજ રાત્રિ ! આપણે ઇબાદતમાં એવી રીતે ગુજારીયે કે સવારના સુર્યનાં નુરાની કીરણો સાથે ખુદાપાક આપણા અંતઃકરણમાં ખરા નુરાની કીરણોનો ફેલાવો કરે !

**મરીયમ**—માફ કરો ! હું કંઇ બીજુંજ સમજી હતી. આ પવિત્ર ભાવના માટે પ્રાણના ભોગે તઇયાર છું એક નહિ પણ બે રાત્રિઓ ગુજારવામાં મને વાંધો નથી.

**યુનુસ**—પરંતુ મારી ઇચ્છા કાલેજ અહીથી ઉપડી જવાની છે.

**મરીયમ**—કાલે નહી તો પરમ દીવસે. પરંતુ અહીંથી નીકળવા

માટેની ગોઠવણો પ્રથમ થવી જોઇએ. પીતાજીના કહેવા અનુસાર ઘર તજતાંજ કોઇ નવી આફતોમાં ફસવાનો દુઃખદાયક પ્રસંગ ન લાવે

**યુનુસ**—ગોઠવણ બધીયે થઇ છે. જે બાકી હશે તે પણ થઇ જશે. પરંતુ તમારી સહાનુભુતીની જરૂર છે.

**મરીયમ**—પ્રથમજ કહયું કે હું તમારી સાથે છું

**યુનુસ**—રાતની રાત વચમાં છે. કાલે બધુ ઠીક થઇ જશે.

**મરીયમ**—રાત ઘણી થઇ ગઇ છે. આરામ કરો કાલે જોશું.

બન્ને પ્રેમ ભર્યા પાશમાં શુધ્ધ ભાવનાએ પલંગ ઉપર પોઢી ગયાં.



# પ્રકરણ ૫ મું

## શબ ખુન

ગિરી બર્ક સો મર્તબા આશિયાંપર,
મગર કરસકી બાલ બીકા ન મેરા.

રાતના બે વાગ્યા હતા, ઇદરીસની સંભાળ અને વેદનાવાસ તથા યુનસ, મરીયમના એકાંતવાસમાંથી આપણે છુટા પડયા હતા. પરાજીત થયેલા જખમી તુમા—દમીશ્કના ગવરનરના રાજભુવન તરફ આપણે વળીશું. આલીશાન મેહલના એક ભવ્ય ઓરડામાં ગવરનર તુમા ચિંતાતુર દિશામાં વિચાર કરતો બેઠો છે. મહેલનો ખુણે ખુણો રોમન દોલતની ગેર વ્યસ્થાનો પુરાવો આપે છે. અહીંયાં એશ આરામનો જે સામાન દેખાય છે તે પ્રજાના પેટે પગ દઇ મેળવેલી દોલતનું પરીણામ છે. પ્રજાના ગળા ઉપર મીઠી છરીઓ મુકી મેળવેલી દોલતને એશઆરામ પાછળ બેપરવાઇથી ઉડાવવામાં આવી છે. અહીંનો દરેક શણગાર જુલમ અને અત્યાચારનો જાહેર નમુનો છે. આ પ્રદર્શનમાં સાદાઇ પ્રેમ, ભ્રાતૃભાવ, દયા, કૃપા કે સહાનુભુતિની ગંધ માત્ર પણ આવતી નથી. અલબત, મકર, ફરેબ, બળજોરી, તકબુરી, અભીમાન, અહંકાર અને દંભ દરેક ઠેકાણે જાહેર રીતે દેખાવ દે છે. કીમતી ગાલીચા ઉપર મખમલ અને સુવર્ણ જડીત સોફા શણગારેલા દેખાય છે. અત્રે આટલી રાત્રે પણ અહંકારી અમલદારો અને અભિમાની સત્તાધીશોની મોટી હાજરી છે આંખના કારી જખમે તુમાને નિર્બળ બનાવ્યો છે અત્યારે દુખમાં ઘટાડો થયો છે. દિવસની લડાઈમાં થયેલી હારને પરીણામે ગયેલી ખોટ ઉપર વિચાર ચલાવામાં આવે છે. સભાજનોએ એકે અવાજે કબુલ્યું અને કહયું " તમો નામવરનો જખમ દુઃખ ઉપજાવે છે. સાથેજ પવિત્ર સલીબ આપણા હાથમાંથી નીકળી દુશમનોના કબજામાં જવાથી ધર્મ અને કોમનું મોટું અપમાન થયું છે. આપણા કરતાં સેંકડો ગણું વધારે નુકસાન અમારા દુશમનને થયું છે. છતાં તેઓ હજુ સુધી લોખંડી દીવાલ જેમ ટકી રહયા છે. આ બતાવે છે કે તેમનો પરાજય થવો કઠણ છે. તેમની સામે ટકી રહેવું પણ તેટલુંજ

કહેણુ છે. તેથીજ અરબો સાથે સુલેહ કરવાની અમે સલાહ આપી હતી. તમોએ તેનો અનાદર કરી કોમને મોતના મ્હોંમાં જવાનું આમંત્રણ કર્યું. અત્યારના સંજોગો પણ સુલેહની જરૂર ઉભી કરે છે. કારણ કે સુલેહ માગનારા સાથે સુલેહ કરવાનો અને લડાઇ માગનારા સાથે લડવાનો પોતાનો ધર્મ અરબો ગણે છે. અરબો ઉંચો સદાચારી ગુણ ધરાવે છે. વચન પાળવામાં ગમે તે ભોગે કદી પણ પાછળ પડતા નથી. અત્યારની દુઃખી ઘડીએ પણ જો અમારી અરજીની પરવા કરવામાં નહી આવે તો કોમની વધારે પાયમાલીમાં કશો સંદેહ નથી. એવો પ્રસંગ આવ્યાનો પણ ભય રહે છે કે તમો નામવરની ઇચ્છા વીરૂદ્ધ કોમ પોતે સુલેહ કરવાની ચળવળ શરૂ કરે. ”

ગુસ્સાથી તુમાની મુખમુદ્રા તમતમી આવી તેણે ગુસ્સાના આવેશમાં કહેવા માંડયું “ તમારા કાયર વિચારો જોઇ મને દુઃખ થાય છે. મારે કહેવું જોઇએ કે અત્યાર સુધી આપણી કોમને જે મુસીબતો વેઠવી પડી છે તે તમારા જેવા કાયર, નિર્માલ્ય અને નિર્બળ વિચારોનું પરીણામ છે. આપણા સીપાહો માર્યા જાય, સલીબ ઉપર દુશમનનો કબજો થાય, અને મારી આંખ જોખમાય, એમાં કંઇ અરબોની બહાદુરીનો સમાવેશ થતો નથી. પરંતુ અભાગી નીરાજનો, ઘરમાંજ ખંજર ચલાવનારા કાયરો વિચાર કરો ! આ સઘળા અપમાન અને સંકટો માટે તમેજ જોખમદાર છો. તમે મારા પડખામાં ઉભા નહી રહેતાં, પાછળ પડી યાચના કરવામાં સલામતી અને અમન શોધો છો; પરંતુ તમારી ઇચ્છા પથરા ઉપરના પાયા સમાન છે. કારણકે વિજેતા પરાજીતોનો કદીપણ વિચાર કરતા નથી. છતાં પણ તમને બ્હીક લાગતી હોય તો ખુશીથી તમે ઘરનાં બારણાં વાસી અંદર જઈ બેસો. દુશમન સામે એકલા હાથે લડવા સારૂ હજુ હું જીવતો બેઠો છું. જીવતા જીવત નીચ દુશમનોને મારી આબરૂ લુટવા દઇશ નહી. મારી નીરાશા, કાયરતા અને નમાલાપણાની શાહનશાહને ખબર થાય અને ઠપકો દેવા માટે દરબારમાં બોલાવે તે દીવસ જોવા પહેલાં દુનિયામાંથી સદા માટે કુચ કરી જવાનું હું વધારે પસંદ કરૂં છું. ”

“ બેદીન—અધમ અરબો સામે હું છેવટ સુધી લડતો રહીશ અને પવિત્ર સલીબને પાછી મેળવીશ અથવા મેદાને જંગમાં માર્યો જઇશ. મારી જીંદગી બાકી છે તો એક એક સીપાહીને બદલે દશ દશ અરબો

અને એક આંખને બદલે બે હજાર આંખો લઇને રહીશ. અત્યારે લુટ ચલાવી તે લોકોએ મેળવેલો બધો માલ પાછો મેળવીશ. જો સમયે મારો હાથ પકડયો અને ખુદાવંદ ઇસુએ મદદ કરી તો મજબુત મરણીયા લશ્કર સાથે અરબોની પુંઠ પકડી હીજાઝ સુધી જઇશ અને તેમના મોટા સરદાર અબુબકરને આપણા દેશ ઉપર ચઢાઇ મોકલવાનો સ્વાદ ચખાડીશ તેમની મસજીદો અને પાયતખતને સાવ પાયમાલ અને તારાજ કરીશ. તમે જોઇ લેશો કે ત્યાં જંગલી જાનવરો શિવાય કદી મનુષ્યો હતા એવો ભાસ પણ થશે નહી. જો તમને દીને મસીહ અને કોમી રાજ્યનો જરા સરખો પણ ખ્યાલ હોય તો આપણાં શહેરો પાયમાલ કરી આપણા દરવાજા સુધી આવી લાગેલા જાલીમ કોમનો સર્વનાશ કરો. અરબો કોઇ જાતની સરકારી પ્રજા કે શહેરી જીવો હોવાનો ખ્યાલ મનમાંથી કાઢી નાંખો. તેમનામાં મનુષ્યસ્વભાવ અને સદાચારનો ગુણ કયાં છે! કદાચ તેમની સાથે સુલેહ કરશો તો પાછળથી ઘણું પસતાવું પડશે. અમન અને શાંતિનું જીવન કીસ્સા કહાણીઓમાં રહી જશે. તમારી સ્ત્રીઓ અને બેટીઓને લુંડીઓ બનાવવામાં આવશે, તમને અને તમારાં છોકરાંને ગુલામ બનાવવામાં આવશે, તમારી માલમતા લુંટી લઇ મીલકતોને નાબુદ કરવામાં આવશે. જો આ લુટ માર અને લુડી ગુલામપણાને અમન અને શાંતિના નામે ઓળખો તો એ તમારી નાદાની અને ભોળપણ છે."

"અરબો આ દેશમાં વસવાટ કરવા માટે કુંટબીઓ સહીત આવ્યા છે તમને દેશ પાર કરવાનો તેઓએ ઠરાવ કર્યો છે. આ સત્ય બનાવો છે; તેનો પુરાવો ભાવી આપશે પણ તમારા વિચાર માટ સઘળી સ્થીતી તમારી સામે ધરવામાં આવી છે. હવે જે પોતાના ભુત કાળની જાહોજલાલી અને પુર્વજોની કીર્તિ, ભવિષ્યમાં પણ સજીવન રાખવા માગતા હોય તેઓએ મારી હીલચાલ અને ભોગમાં સંપુર્ણ સહયોગ આપવાનો છે."

તુમાનું લાંબુ ભાષણ સાંભળ્યા પછી સરદારોએ કહયું "વિચારવાન સરદાર! ખુદાવંદ યસુ તારો કૃપાળ હાથ કયામત સુધી અમારા શીર પર સલામત રાખે. તારી આજ્ઞાનો અનાદર કરવા માગતા નથી. પરંતુ અમે જોઇ રહયા છીએ કે મુસલમાનોની સંખ્યા ઘણી મોટી છે અને મોટામાં મોટી તાકાત સાથે પણ આપણે તેમનો મુકાબલો કરી શકતા નથી તું વારંવાર લડાઇ માટે અમને બોલાવે છે તે અમે ટાળી શકતા નથી.

અમારામાંનો દરેક ભવિષ્યના દુઃખો કલ્પી શકે છે છતાં કદાચ લડાઇ લંબાઈ અને મુસલમાનો એ બાજુએ તુમા ઉપર હલ્લો કરી અમને હરાવ્યા તો તે વેળા સુલેહ કરી જાનમાન બચાવવાનો પ્રસંગ પણ રહેશે નહી."

" "તારૂં લક્ષ માત્ર તારા પોતાનાજ મોરચા ઉપર છે. તારે જોવાનું છે કે તેમના મોટા સરદારો બાજુએ જાબીયા અને બાજુએ તરફી આગળ મોટા લશ્કર સાથે પડયા છે. હજુ સુધી માત્ર એકજ દરવાજાની લડાઇ શરૂ થઇ છે. તારો દંભ અને અભિમાન હવાના કીલ્લા જેવાં છે અમે જાણીએ છીએ કે તારી આ નમલી ફોજ લોખંડી દુશમનો સામા ટકી શકવાળી નથી. અમે તારા તાબેદાર છીએ. લડાઇ માટે તું નીકળશે તો અમે પણ તારી સાથે મેદાનમાં મરવા આવીશું. કીલ્લા ઉપરના હુમલામાં પણ અમે તારી સાથે છીએ છતાં પણ અનેક સંકટોમાં અને ભરપુર જોખમમાં ઉતર્યા પહેલાં ઉંચ નીચનો વિચાર કરવો એ બુદ્ધિમાન અને દાનેશમંદનું કર્તવ્ય છે.

તુમા—તમારી નીતીનીપુણ સલાહ, બહાદુરી, કોમી અને ધાર્મીક લાગણીઓ સાથે રાજ્યભકિતના ઉદ્દગારોનો ઉપકાર માનું છું. દીર્ઘદ્રષ્ટિએ તમોએ જે વિચાર કર્યો છે અને બતાવ્યો છે એ સઘળું મારા લક્ષમાં છે. પરંતુ તમે નથી જાણતા કે આ દુશમનો સાથે વેર લેવા માટે મેં કેવી યોજના ઘડી છે. તે યોજના તમને પસંદ પડે એવી મારી ખાત્રી છે. મારી તે યોજનાને તમો તરફથી ટેકો મળશે તો ખાત્રીથી માનજો કે આપણા ઇરાદા અને ઇચ્છાઓમાં આપણે કામયાબ થઇ જશું.

સરદારો—તે યોજના જણાવશો તો ઉપકાર થશે. જે યોજના ઉપર અમલ કરવાથી આપણા દુશમનો ઉપર ફટકો પડતો હોય તે યોજનામાં સહકાર કરવા અમે તૈયાર છીએ.

તુમા—મારો વિચાર આજ રાત્રે અંધારામાં ખુની હુમલો લઇ જવાનો છે. કારણ કે આખા દીવસની લડાઇથી થાકેલા અરબો બેખબર સુઇ ગયા હશે. આપણુ સઘળા છાનામાના તેમની ગરદન ઉપર ચઢી જશું.

સરદારો—યોજના સારી છે. ખુદા યસુ આપણી મદદ કરે.

તુમાએ સઘળા લશકરી અમલદારોને બોલાવ્યા. તે સઘળા આવી ગયા પછી તુમાએ કહ્યુ "આજે રાત્રે મુસલમાનો ઉપર અસાવધાનીમાં છાપો મારવાનો મારો વિચાર છે. આજની કાળી રાત ઘણી ભયાનક છે. આપણા

દુશમનોને પાયમાલ થયેલા જોવાની ઇચ્છા રાખનારાઓ સત્વર તૈયાર થાય એવો મારો હુકમ છે. દરેકે પોતપોતાની ટુકડીઓમાં ગોઠવાઇ શહેરના દરવાજા આગળ તરતજ એકઠા થવું જોઇએ. હું પણ તઇયાર થઇને દરવાજા પાસે આવું છું. બ્યુગલનો અવાજ સાંભળતાં તરતજ દરવાજા બહાર નીકળી દુશમનો ઉપર તુટી પડવું અને કોઇને જીવતો જવા દેવો નહી. જો ખુદાવંદ યસુની કૃપા થઇ તો આ યોજનાના આધારે આપણા દુશમનને ભગાવી દઇશું. અત્યાર સુધી આપણને જે સહન કરવું પડયું છે તે સઘળાનો બદલો આજ રાત્રે પુરો વાળી લઇશું. અરબ સરદારને કેદ કરી શહનશાહની હજુર મોકલીશું. પરંતુ આ છાપામાં બહાર પડનારાને પોતાના બાલબચ્ચાં કે ધનદોલતનો ઝાંખો સરખો પણ ખ્યાલ આવવો જોઇએ નહી. કારણ કે આવા સંબંધો બહાદુરીને આડે આવે છે. તમારા સઘળા દુશમનોનો નાશ ન થાય ત્યાં સુધી તમારામાંના કોઇએ પાછા આવવાનો વિચાર સરખો પણ કરવો જોઇએ નહી. ”

સઘળાએ માથું નમાવી કહયું “ બહાદુર અને ધર્મ પરાયણ સરદાર ! તારા હુકમનો અમે અનાદર કરતા નથી. ખુદાવંદ યસુ તારા દરેક કામમાં મદદ કરે. ”

**તુમા**—વારૂ. ત્યારે તમે જાઓ મારા નીકળવાની વાટ જુઓ. આ સઘળી મસલહત થયા પછી ત્યાં હાજર થએલાઓને પાંચ વિભાગમાં વ્હેંચવામાં આવ્યા. ૧–બાબુલ તફાવીસ જયાં હ. ઉમર બીન આસ પોતાના મુજાહીદો સાથે પડયા હતા. ૨–બાબ જાબીયા ઉપર અબુ અબદુલ્લાહ બીન જર્રાહના મુકાબલા માટે ૩–બાબે કલેસા આગળ સઇદ બીન ઝયદ બીન હમર અલ–અદવીના મુકાબલા માટે, ૪–બાબે તુમા ઉપર તુમા પોતે શરજીલ બીન હસનાના મુકાબલા માટે અને ૫–બાબે શરકી ઉપર રાફેઅ બીન ઉંજયરાના મુકાબલા માટે લશ્કરો મોકલવાની ગોઠવણ થઈ. બાબે તુમાના બુલંદ ગગન ભેદી મીનારા ઉપર એક માણસને ચઢાવી ગવરનરનો હુકમ થતાં બયુગલ બજાવી સઘળાને ખબર આપવાની સુચના દેવામાં આવી,

ચંદ્રમાસના છેવટના દીવસો હતો. ચંદ્રમા અસ્ત થયાને ચોવીસ કલાક વીતી ચુકયા હતા. અંધારા કાળા વાદળે રાત્રીના અંધકારને ભયાનક

સ્વરૂપ આપવામાં ભારે મદદ આપી હતી. દમીશ્કની બાહર જો કે ઇસ્લામી છાવણી મોટા વિસ્તારમાં ફેલાઇ હતી અને શહેર અને શહેરની બાહર ગોળા-કારમાં પડેલા મુસલમાનોએ શહેરને ફરતું બીજુ શહેર વસાવ્યું હોય એવો દેખાવ હતો પરંતુ આ નવા શહેરમાં કોઇ ખુબસુરત ઇમારત દેખાતી નહોતી. નજર પહોચતી ત્યાં સુધી મેલા પુરાણા ચામડાના તંબુઓ તાણેલા દેખાતા અને આજુ બાજુ તરવારના ધણી મુસલમાનો સીવાય કશું દેખાતું ન હોતું. આ નાના પણ સાદા તંબુઓમાં શુશોભીત શણગારની વસ્તુઓ અને કીમતી બીછાણાની જગાયે લડાઇનાં ભયાનક હથીયારો અને ખજુ-રની સાદડીઓ પાથરેલી હતી. ટુંકાણમાં એમ કહો કે તે એક નાનો હથીયારોનો ભંડાર હતો. તંબુઓની અંદર અરબ મુજાહીદો તરવારો અને જંબઇયા બાંધી મીઠીનીદ્રામાં પડયા હતા. છાવણીની સંભાળ રાખવા સવારોની એક ટુકડી રોન મારતી હતી.

કીલ્લાની નીચે સેંકડો લાશો પડી છે. જખમોમાંથી વહેતું લોહી સુકાઇ ગયું છે. લોહીના કીચડમાં ખરડાયેલી લાશો દુનીયાથી બેખબર થઇ હૃદયની આંખો વાળાને બોધદાયક શીક્ષણ આપી રહી છે. આ ભયાનક સ્થળથી થોડાક તફાવતે કેટલીક કબરો દેખાય છે અને તે આજેજ બાંધ વામાં આવી હોય એમ લાગે છે. કબરોની સાદી બાંધણી બતાવે છે કે આ તે જાન કુરબાન કરનારા વીર મુજાહીદોની કબરો છે કે જેઓ દીનનું નામ બુલંદ કરવા જતાં શહાદતનો જામ પી સદા માટે દુનીયાને રૂખસત આપી મીઠી નીદ્રામાં પડયા છે દીવસ આખાની લડાઇથી થાકેલા અરબ મુજાહીદો નિર્ભય અને બેફીકરીની નીદરામાં ગાફેલ પડયા છે જાણે તેમને દુશમનની રજ માત્ર બ્હીક સ્વપ્નામાં પણ નથી. કોઈ કોઇ તંબુમાંથી ઘવાએલા મુજાહેદોની દુઃખી આવાજો કોઈક વેળા સંભાળાય છે ત્યારે ત્યાં કોઇ વસ્તુ હોવાનો ભાસ થાય છે.

લશ્કરે ઇસ્લામમાં આવી રીતની બેફીકરી છે ત્યારે દુશ્મન તરફના સીપાહો હથીયારો બાંધી રહયા છે. બખતરવાલી ફોજ તઇયાર થાય છે. તુમા તરવાર હાથમાં લઇ, શહનશાહ હરકલ તરફથી મોટા માન તરીકે મળેલો લોખંડી ખોદ (મુકટ) માથા ઉપર મુકી, આંખોને આંજી નાંખ-નારાં શસ્ત્રો સજી, સીપાહોને જુસ્સો અને જોમ ઉશ્કેરી રહયો છે. તુમા પોતાના લશકરને સંબોધી કહે છે—

'બહાદૂરો અને શૂરવીર રોમનો! દીને મસીહના રક્ષકો! તમારી સરફરોશીની આજે મેદાને જંગમાં પરીક્ષા છે. જો તમે તમારી વંશ પરંપરાની બહાદૂરી, શૂરવીરતા અને નિર્ભયપણાનો ઉપયોગ કર્યો તો સર્વત્ર તમારો વિજય છે, અને તે પછી હેમેશ માટે, આ જંગલીઓની સુરતો તમારા દેશની સરહદમાં દેખાશે નહીં. તમારે ચતુરાઇ, બહાદૂરી અને ઉતાવળે આગળ વધવાનું છે. દુશમન બેદીલ થઇ સાવચેત થાય તે પહેલાં તમારે તુટી પડવાનું છે. હું તમને હુકમ આપું છું કે તમારી તરવારે કોઇને રક્ષણ આપવું નહી. કોઇની ઉપર દયા બતાવવી નહી અને કોઇને જીવતો જવા દેવો નહી. જેના માથા ઉપર ઉચકવામાં આવે તેને અમાન મળવી જોઇએ નહીં. પરંતુ તે જંગલીઓના સરદારને જીવતો રાખો, તેને જીવનો કેદ કરો. તમારામાંનો જે માણુસ પવિત્ર સલીબ મેળવશે તે આપણા માનનો અને અભિમાનનો હકદાર બનશે, તે અતિશય મુબારક વ્યકિત ઉપર દેશ અને કોમ આખી સદા અભીમાન કરશે"

**સીપાહો**—તમારી અને શનહશાહની ઇચ્છા પ્રમાણે દીનની રક્ષા માટે અમારો જીવ હાજર છે. તમે જોઇ લેશો કે અમારામાંનો દરેક સીપાહી શું કરે છે.

તુમા હરખાયો. તેણે લશ્કરનો ઉત્સાહ અને જુસ્સો જોઇ આનંદમાં કહયું "બહાદૂરો શાબાશ! તમારા વીર ગુણ ઉપર મને વિશ્વાસ છે. મને ખાત્રી છે કે તમે જે કહો છો તેથી ઘણું વધારે કરી બતાવશો. હવે આળસ કરી વખત ગુમાવવો જોઇએ નહી ખુદાવંદે ઇસુ તમારા બળમાં મદદ કરે!"

તરતજ દરવાજો ઉઘાડવામાં આવ્યો. બુલંદ મીનારા ઉપરથી બ્યુગલ ફુંકવામાં આવી. પાંચે દરવાજામાંથી ખ્રીસ્તી લશ્કર બહાર નીકળ્યું. પરંતુ શાંત રાત્રીમાં ઉચી જગાથી બ્યુગલે ઉઠાવેલા ગંભીર સ્વરે મુસલમાનોને પણ બેદાર કર્યા. કારણ કે તહજ્જુદની નમાઝ માટે મુસલમાનોનો મોટો ભાગ બેદાર થયો હતો બીછાણામાંથી ઉઠી બંદગીની તૈયારીમાં હતા. પરંતુ કવખતે થયેલી બ્યુગલનો અવાજ સાંભળી મુસલમાનો અજાયબીમાં હતા. દરેક મુસલમાન બ્યુગલના કારણની શોધમાં હતો પરંતુ રોમનોના ધસારાએ અરબોને શંકા અને ભયમાં નાખ્યા. અસાવધાનીમાં મુસલમાનો

હથીઆર લઈ અવ્યવસ્થીત હાલતમાં વાઢકાપના મેદાનમાં કુદી પડયા. મુસ્લીમ સરદાર ખાલીદ બીન વલીદ તહજ્જુદની નમાઝમાં હતા. તરવારનો ઝણકાર, રોમનોનો અવાજ અને અલ્લાહો અકબરના જંગી અવાજો સાંભળી બંદગી પુરી કરી, તંબુના બારણા આગળ આવી ગભરાટ ભરી દ્રષ્ટિએ જોવા લાગ્યા. મુસલમાની અવ્યવસીત હાલતમાં થતું નુકસાન તેઓએ જોયું. આ દુઃખી દ્રષ્ય જોઇ તેમની આંખોમાં પાણી ભરાઇ આવ્યું. આકાશ તરફ હાથ ઉંચાવી બારીતાલાની દરગાહમાં પ્રાર્થના કરી–

"યા અલ્લાહ! એ રબએ કાબા ફરીયાદ છે! હે મોહમ્મદ (સ.) અમારી તરફ કૃપાની દૃષ્ટિ નાંખ! ઇસ્લામનો વિજય કરી મુસલમાનોને સલામતી આપ!"

ખાલીદે તરતજ સાવચેતીનો ઉપાય લીધો, ફતહાન બીન ઐનતાઇ અને અદી બીન હાતમતાઇને પોતાના લશ્કરના સરદાર નીમ્યા. તેઓએ કહ્યું "ભાઇ ફતહાન તમે મારી જગાએ સરદારી લ્યો. લશ્કરની સંભાળ રાખજો. આ સ્થિતિ મારાથી જોવાય તેમ નથી. મુસલમાનો આવી રીતે માર્યા જાય અને હું અહીયાં બેસી સુખ ભોગવું એ મારાથી સહન થાય નહિં. રોમનોની ગદ્દાર જોઇ મારૂં લોહી ઉકળી આવ્યું છે. ખુદા જાણે અત્યાર સુધી કેટલા મુજાહીદોએ શહાદતનો જામ પીધો હશે. સારૂં કરનાર ખુદા છે અને તેજ અમારી મદદ કરશે."

ખાલીદ બીન વલીદ ભલામણ કરતાં ઘોડા ઉપર સવાર થયા અને નીચેના અશઆર (બેતો) કહેતા વાઢકાપના મેદાનમાં ચાલ્યા.

## અશઆર.

હુજુમે ગમસે ઉરિયાં દીદયે તર હો ગયા મેરા,
વફુરે હુઝ્નસે માતમસરા ઘર હો ગયા મેરા
સલામત રખ ઇલાહી ઇન્તિહા કી સખ્ત મંઝીલમેં;
કે હાફીઝ હયતુહી ઇસ્લામકા, દુનિયાકી મેહફીલકા.

રોફ બીન અમાયા બાએ શુરકી આગળ, પોતાના થોડા માણસો સાથે બહાદુરી અને નિર્ભયપણે દુશ્મનોનો મુકાબલો કરી અટકાવી રહયા હતા. તરવારો અને ઢાલોની અથડામણુની ભયાનક અવાજ ચોમેરથી

આવતી હતી. રોમનોની મદદમાં કીલ્લા ઉપરથી તીરનો વરસાદ વરસી રહ્યો હતો. ઉશ્કેરણી ભર્યા રોમન પરાક્રમો અને કીર્તિનાં ગુણગાન કરી કસાઇઓની હીમ્મત વધારવામાં આવતી હતી. મુસલમાનો અલ્લાહો અકબરના અવાજોથી આકાશ ગજાવતા હતા. અરબ બહાદુરીની છાપ દુશમનો ઉપર પાડવા મથી રહયા હતા. ખાલીદ બીન વલીદ પણ હવે પોતાના વ્યવસ્થીત સવારો સાથે મેદાનમાં આવી પહોંચ્યા હતા. ખાલીદે દુશમન ઉપર હુમલો કરતાં સઘળા સાંભળી શકે એવા ઉંચાં અવાજે કહેવા માંડયું.

"ઇસ્લામના બહાદૂર વીર નરો! નીર્ભય રહો! પરવરદેગારે તમારો મદદગાર મોકલી આપ્યો છે. ખુદાના અને સત્યના દુશમનોનો પાયમાલ કરનારો ખાલીદ તમારી વચ્ચે આવી પહોંચ્યો છે."

ખાલીદ (ર.)નો આ જુસ્સાદાર નાદ સાંભળી મુસલમાનોના શરીરમાં નવાં રકતનો આત્મા પ્રજ્વલીત થયો, તેમનું જોમ બમણા વેગે વધવા માંડયું. મરણીયા થઇ રોમનો ઉપર તુટી પડયા. ૪૦૦ સવારો સાથે બહાદુર સેનાપતિએ ચલાવેલી કતલે રોમનોના હાંજા ગગડાવી દીધાં. રોમનોની આશા નિરાશામાં ફેરવાઇ ગઇ. હીમત હારેલા રોમનામાં ભંગાણ પડયું. નાશભાગ શરૂ થઇ, સઘળી ગોઠવણો ધુળ ભેગી થઇ અને અવ્યવસ્થીત હાલતમાં નાસવા માંડયું. પરંતુ બાબે તુમા આગળ ગવરનર તુમા શરજીલ સાથે ઘમસાણ યુધ્ધમાં ગુથાએલો હતો રોમનોએ મરણીયા થઇ હુમલો કર્યો હતો. આ દરવાજા આગળ રોમનોની સ્થીતી બળવાન હતી. અરબ મુજાહીદો ઉપર આકાશી આફત સમાન તુટી પડયા હતા. છતાં મુસલમાનો સબુરી જાળવી દ્રઢતા પુર્વક બચાવ કરી રહયા હતા. છંછેડાયલા સિંહ પ્રમાણે મસ્ત બનેલો તુમા કહેતો હતો—

"અરબના જંગલી અને અસભ્ય વરૂઓ! તમારા તે સરદારને બોલાવો જેણે મારી ઉપર તીરનો ઘા કર્યો હતો અને પવિત્ર સલીબ કબજે કરી હતી. યાદ રાખો કે હું શહનસાહ હરકલનો જમાઇ અને શહનશાહતનો અગ્રગણ્ય છું. દીને મસીહ અને સલીબની રક્ષા કરવાની મારી ફરજ છે. જો તમારા જીવ વ્હાલા હોય તો સલીબ મને સોંપો એટલે લડાઇ મોકુફ રાખી હું પાછો ફરૂં છું અને તમને તમારી હાલતમાંજ મુકી દઇશ નહી તો આજે તમો સઘળાને લોહીમાં રગદોળી પરલોક પહોંચાડીશ.',

તુમાના તુમાખી અહંકારનો જવાબ વાળતાં શરજીલે લલકારીને કહ્યું "મુશરીક, બેદીન અને સલીબના પુજારી ! શુદ્ધિનો શ્વાસ લે. તારો દુશમન હું છું અને તારા માથા ઉપર આવી પહોંચ્યો છું. હુશીયાર થા, સાવચેત થા, મોત તારા માથા ઉપર ભમી રહી છે. તમારા જેવા નાપાકોનો નાશ કરી દુનીયાને પાક કરનારો, સલીબોને તોડનારો, રસુલુલ્લાહનો કાતિબે વહી શરજીલ બીન મસના, તારી સામે છે. તારા દીલના સઘળા અરમાન પુરા કરી લે અમારો બેલી ખુદાપાક છે. બારીતાલા સિવાય આ જગતનો કોઈ મનુષ્ય અમને નાબુદ કરવા શક્તિવાન નથી. તેજ માબુદના હાથમાં સઘળાના જીવ છે. હું તારા શહનશાહને અથવા તને કશી વણત્રીમાં ગણુતો નથી. ખબરદાર, સાવચેત થા ! તને મરણના પંજામાંથી ઉગારવા સલીબને બાલાવ "

શરજીલ પોતાના અરબી ઘોડાને એડ મારી આગળ વધ્યા. અને બીજી જ ક્ષણે તરવાર તાણી તુમાના માથા ઉપર ઉભેલા દેખાયા. શરજીલે તરવારનો ઘા કરવા વિચાર કર્યો પરંતું તુમા પેતરો બદલી ઘા માંથી નીકળી ગયો. તુમાએ શરજીલની સામે આવી કહેવા માંડયું

"શું તમેજ મુસલમાનોના સરદાર છો. બેશક મેં તમનેજ બોલાવ્યા હતા.

તરતજ શરજીલ અને તુમા વચ્ચે સામસામી લડાઇ થવા માંડી. શરજીલ જો કે બહાદુર અને દીલાવર સીપાહી હતા છતાં દુશમન તેમનાથી વધારે બળવાન હતો. બુદ્ધિ અને ચતુરાઈ સાથે દુશમનના ઘા સામે બચાવ કર્યાં છતાં પણ જખમી થયા, પરંતુ એક ડગલું પાછળ ખસ્યા નહી. આ લડાઇમાંજ પરોઢીયું થવા આવ્યું. શરજીલે હાથ લંબાવી તુમા ઉપર તરવાર ચલાવી પરંતુ લોખંડી ટોપી ઉપર પડતાં તરવારના બે કકડા થઇ ગયા. શરજીલને હથીયાર વગરના જોઇ તુમાએ જીવતા પકડવાનો ઇરદો કર્યો. તુમાના ઇરાદા સાથે ખાલીદ બીન વલીદે મોકલેલા અબદુર્રહમાન બીન અબુબકર (ર.) અને આબાન બીન ઉસમાન (ર.) શરજીલની પાસે પહોંચી ગયા. આ કટોકટીનો વખત જોઇ બન્નેએ એક સાથે તુમા ઉપર હુમલો કર્યો. બાજી હાથથી નીકળી ગયેલી જોઇ તુમા લશ્કરમાં જઇ ભરાયો.

બાબે સગીર અથવા બાબે કરાદીસ અને બાબે કલેસા આગળ પણ લડાઇ ચાલી હતી. પરંતુ યઝીદ બીન અબુ સુફીયાન અને ઉમર બીન

આસ જે દરવાજા આગળ હતા ત્યાં ભારે ધમસાણ મેલ્ધ અને ખુના મર કીનો મેદાન ગરમ હતો. અબુ ઉબયદા બીન જર્રાહ તાકીદે સાવચેત થયા હતા અને પોતાનાં લશ્કર સાથે બાબે કરાદીસ આગળ જંગમાં ઉતરી કેસ રીયાં કરતા યઝીદ બીન અબુ સુફીયાનની મદદે જઇ પહોંચ્યા હતા. રોમન સેનાપતી મરજાન યઝીદની સામે હતો. અબુ ઉબદાએ આજુબાજુથી હુમલો કરી રોમનોને ચિતભ્રમ જેવા બનાવી મુકયા હતા. અરબોનીની અસાધારણ ચપળતા જોઇ રોમનોની ધીરજ અને હીમત ખુટી ગઇ. તેઓએ નાસવા માંડયું. મુસલમાનોએ પુંઠ પકડી અને કીલ્લાની નીચે પહોંચતા રોમન સેનાપતિને હાર કર્યો. બાકી રહેલા રોમનોએ ઉતાવળે કીલ્લામાં દાખલ થઇ દરવાજો બંધ કર્યો. મુસલમાનોની ફતેહ થઇ. અબુ ઊબદાયે જોયું કે સામેથી દરાર ચાલ્યા આવે છે. તેઓ ત્યાંજ થોભી ગયા. દરાર પાસે આવતાં પુછ્યું—"દરાર ! શું હાલત છે. ખુદા તમને સદા ખુશીમાં રાખે."

દરાર—સરદાર અત્યાર સુધી જીવતો છું અને તમારી સેવામાં હાજર છું. મને એક જખમ લાગ્યો છે છતાં દોઢસો દુશમનોના જીવ લીધા છે. મારા સાથ વાળાઓએ અસંખ્ય દુશમનોને કાપી નાંખ્યા છે. હું તેની ગણત્રી આપવા અશકત છું.

અબુ ઉબયદા—અલહમદો લિલ્લાહ ! ખુદાને તમારાં કામો પસંદ પડે. અબુલઆસ સંબંધી કંઈ જાણ્યું હોય તો કહો.

દરાર—ખુદાનો પાડ છે કે તેમના દુશમનોની પણ હાર થઇ છે. મુસલમાનોને ખુદાપાકે ફતેહમંદી બક્ષી છે. બીજા મથકોની હાલત પણ એવીજ આનંદ આપનારી છે.

દરારને સાંભળી અબુ ઉબયદા ખુશ થયા, અને પોતાના સીપાહો સાથે બાબે તુમા તરફ ચાલ્યા. શરજીલ બીન હસનાને મલ્યા તેમની બહાદુરીનાં વખાણ કરી ઉપકાર માન્યો. શાબાશી આપી. થોડી વાર પછી ખાલીદ વલીદ પણ ત્યાંજ આવી પહોંચ્યા. હવે પરોઢીયું થયું હતું એટલે સઘળા સાથે મળી સવારની નમાઝની બંદગી બજાવી લાગ્યા.



# પ્રકરણ—૬ ઠું.

---

## જાળમાં સપડાયેલું પંખી.

બુલ બુલકો વસ્લે ગુલ ન સઝાવાર હોસકા,
રખતે હી સાખે ગુલપે કદમ સયદ હો ગઇ.

ખુનની રાત વીતી ગઇ' સવાર પડી, બપોર થઈ. સંધ્યા સમય થવા આવ્યો અને ગયો. અંધારૂં થયું. ૧૦ ૧૧ અને ૧૨ વાગ્યા. શહેરમાં બધે બધ શાંતિ ફેલાઇ. લડતાં અને મરતા બચી ગયેલા રોમનો પોત પોતાના મથકે સાવચેતીથી પડયા છે. તેમની સંખ્યા હજારોથી ઘટીને હવે માત્ર સેંકડો ઉપર રહી ગઇ છે. કીલ્લા ઉપર પહેરો ભરનારા રોન મારી રહયા છે. દરવાજા સાવચેતી સાથે બંધ કરવામાં આવ્યા છે. દુશમન શહેરમાં દાખલ થવાની કશી બ્હીક નથી. શહેરની બહાર મુસલમાન ચોકી બાજે સપુર્ણ સાવધાન છે. શરજીલ બીન હસના, પોતાના ચુનંદા સીપાહો સાથે બાબે શરકીથી આગળ વધી બાબે તુમા, બાબે સલામત, બાબે કરાદીસ, અને બાબે જાબીયાની તપાસ કરતા અને અરબોની સ્થીતી જોતા બાબે કનીયાન સેધી જઈ પહોંચ્યા છે. દરવાજે સામેજ હતો અચાનક દરવાજો ઉઘડવાનો અવાજ સંભળાયો. શરજીલ અચકાયા અને સાવચેત થઇ ત્યાંજ ઉભા થઇ ગયા. તેઓ વાટ જોવા લાગ્યા કે પરદયે ગેબથી શું જાહેરમાં આવે છે. પહેલીજ ઘડીએ દરવાજાનું કમાડ ઉઘડયું અને એક જવાન માણુસ બહાર નીકળતો દેખાયો. મુસલમાનેએ તેને અટકાવવાનો પ્રયત્ન કર્યો નહી. તે તદન પાસે આવી પહોચતાં તરતજ પકડી લીધો અને એક શબ્દ પણ ઉચ્ચાર્યો તો તરત યમદ્વાર પહોંચાડવામાં આવશે. ભાગ્યેજ બે ત્રણ મીનીટ વીત્યા હશે કે દરવાજો પાછો ઉઘાડયો અને બે સવાર બહાર આવતા જણાયા. પરંતુ બે ત્રણ ડગલાં આગળ ચાલી અટકી ગયા. અને કોઈની સુચનાની વાટ જોતા દેખાયા. તે સવારોમાં એકે રોમન ભાષામાં કંઇ કહ્યું. તરત દરવાજો બંધ થયો અને બે માણુસો પાછા ચાલ્યા ગયા.

કેદ પકડેલા સવારને શરજીલ બીન હસનાએ પુછ્યું—"આ બે સવારો કોણ છે. તેમને અહીયાં આવવા બોલાવ. અને કંઇ વાત કરવા કહે."

કેદ પકડાયેલા રોમને કહ્યું "પક્ષી જાળમાં ફસાઇ ગયું છે. તમે સાવચેત રહો." ઉભેલા બન્ને સવારો કેદીની વાત સાંભળી કીલ્લામાં ચાલ્યા ગયા. દરવાજાના લોખંડી કમાડ બંધ કરવામાં આવ્યાં. અરબો સમજી ગયા કે કદીએ તે બન્નેને ખબર આપી પાછા જવા કહ્યું. અરબો રોષે ભરાયા પરંતુ શરજીલ બીન હસનાએ તેને મોતથી ઉગાર્યા શરજીલે અરબ સીપાહોને હુકમ કર્યો કે કેદીને સરદારની સામે હાજર કરો. તેમને જે મુનાસબ જણાશે તેવો હુકમ કરશે.

ચાર સવારના પહેરામાં કેદીને ખાલીદ બીન વલીદ પાસે મોકલવામાં આવ્યો અને શરજીલ વધુ સાવચેતી સાથે આગળ વધ્યા.

ખાલીદ બીન વલીદે કેદ પકડાઇ આવેલા રોમનને કહ્યું તમે કોણ છો?

કેદી—હું એક રોમન અને બતારિકોના શાહી કુટુંબનો નબીરો છું"

ખાલીદ—તમારૂં નામ ? દમીશ્કના વતની છો ?

કેદી—મારૂં નામ યુનુસ છે અને જેરૂસલેમનો વતની છું. "

ખાલીદ—દમીશ્કમાં કયારથી આવ્યા. અત્યારે કવખતે નીકળવાનું કારણ શું છે. તમારા સોબતી કોણ હતા અને કેમ પાછા ગયા.

કેદી—અરબ સરદાર! સાંભળો! મુસલમાનોએ ચઢાઇ કરી તેના એક બે દીવસ અગાઉ દમીશ્કના એક આબરૂદાર કુટુંબમાં મારાં લગ્ન થયાં હતાં. આ સ્ત્રી ઉપર મને ભારે પ્રેમ હતો. અને તેણીનું અથાગ હેત મારામાં હતું. મારા સસરાનું નામ ઇદરીસ છે. ચાર દીવસ ઉપર તેઓ જખમી થયા હતા અને અત્યારે પણ બીછાણેજ પડયા છે. તેમના હાથમાં થી પવિત્ર સલીબ ગુમાઇ ગઇ છે. મેં સ્ત્રી સાથે વતન જવાની પરવાનગી માગી પણ તેણે સ્વીકાર કર્યો નહી. અમે બન્નેએ સગાંવ્હાલાંને ખબર કર્યા વગર શહેર છોડી મુસલમાનોની નજર ચુકાવી નાસી છુટવાનો ઠરાવ કર્યો. આજે સાંજરે અમે મળ્યા રાત્રે ચાલવાની તઇયારી થઇ ત્યાં એક ત્રીજો માણસ પણ અમારી સાથે આવવા તઇયાર થયો. અમે ત્રણે દરવાજા પાસે આવ્યા. દરવાજો ઉઘડાવ્યો. હું પ્રથમ બહાર આવ્યો. મારો વિચાર અરબ પહેરેગીરોની ગેરહાજરીમાં છટકી જવાનો માર્ગ શોધવાનો હતો. પરંતુ દૈવયોગે તમારા માણસોએ મને પકડી લીધો. મારા સોબતીઓ

બહાર આવ્યા તેમને "પંખેરૂ જળમાં ફસાઇ ગયું" ની સંજ્ઞાથી મેં સાવચેત કર્યાં. તે લોકો કીલ્લામાં પાછા ગયા અને મને તમારી હજુર લાવવામાં આવ્યો.

**ખાલીદ**—હવે તમારા પોતાના સંબંધમાં શું વિચાર છે?

**યુનુસ**—તમારા કહેવાનો હેતું સમજાય તેમ નથી. જરા સ્પષ્ટ કરીને કહો તો જવાબ આપું.

**ખાલીદ**—મરવું પસંદ કરોછો કે મુસલમાન થવું.

**યુનુસ**—કેદી સદા પરવશ હોય છે. જીવન મરણ માટે હુકમ આપવો તેની શકિતથી બહારનું કામ છે. વળી જે કેદી બળવાન શત્રુના હાથમાં હોય તેના મરણ જીવનનો સઘળો મદાર દુશમનની જીભ ઉપર હોય છે. તેનીજ દયા અને કૃપાને આધીન હોય છે. મેં સાંભળ્યું છે કે કોઇની વ્યાજબી ઇચ્છાઓને ઠોકર મારે એવા અરબો નિર્દય અને અત્યાચારી નથી. હું જાણું છું કે અરબ અત્યારે નવા સંસ્કારો ગ્રહણ કરે છે. જો આ સંસ્કૃતિ કહેતી ખરી હોય કે કોઇ પરવશ અને નીરાધાર બીન મુસ્લિમને ભય અને ત્રાસ દઇ મુસલમાન કરવામાં આવતો હોય તો—

"સરે તસલીમ ખમ હય જો મિઝાજે યારમેં આયે"

જીવ જવાની બ્હીકના સબબે હું કબુલ કરૂં છું કે મને મુસલમાન બનાવો. પરંતુ આવા નમાલા મુસલમાનો અરબને કંઇ પણ લાભ કર્તા પુરવાર થવાના નથી. કારણ કે ખરી શ્રદ્ધા તેજ કહેવાય છે અને તેજ ઇમાન પુખ્ત ગણાય છે. જે કશી પણ લાલચ' સ્વાર્થ, બળજોરી, બ્હીક કે નિરાશા વગર સ્વીકારવામાં આવ્યું હોય અને સજ્જડ પુરાવાએએ પુર્ણ મુસલમાન થનારાના મગજમાં જગ્યા લીધી હોય."

**ખાલીદ**—અલબત મુસલમાનો સુસંસ્કારી અને સદગુણી પ્રજાના પ્રતિનિધિ છે અમારો ધર્મ બળજોરી અને સખતાઇ કરી કોઇ બીન મુસ્લિમને મુસલમાન બનાવવાની મનાઇ કરે છે. જો તારી ઇચ્છા ઇસ્લામના શિક્ષણની દલીલોને પુરાવા જાણવાની હોય તો દરેક મુસલમાન તારી ઇચ્છા પુરી કરી શકે છે. તેને ગરદન મારવાના આવેલા હુકમ સાથે

મુસલમાન થવા કે નહીં થવાનો સંબંધ નથી, પરંતુ લડાઇના કાનુન આધારે કેદ પકડાયલા દુશ્મન તરફથી રક્ષણ માંગવાની ઇચ્છા બતાવવામાં ન આવે તો તેને ગરદન મારવાનો હુકમ છે. વળી આખા શહેરને જ્યારે ઘેરો નાંખવામાં આવ્યો છે ત્યારે તમે જાસુસ નથી એમ ખાત્રી થવાનાં કશાં સાધનો નથી. અમારી સ્થિતિ તપાસ્યા પછી, કીલ્લામાં પાછા ગયા પછી અહીંની વાત કીલ્લાના સરદારને જણાવવામાં ન આવે એવી પણ કશી ખાત્રી નથી. પરંતુ હવે કેદ થયા પછી કદાચ સુલેહની ઇચ્છા હોય તો પણ તમે છુટી શકતા નથી. મુસલમાન થવાનું કહેવામાં આવે છે તે પણ મનુષ્ય જાતિના પ્રાણની રક્ષા કરવાનો અમારો સંસ્કાર છે. દુશ્મનોને મોતના મ્હોંમાંથી ઉગારવા માટે કહેવામાં આવે છે કારણકે આ શરતને આધીન નહીં થનારો કોઇ પણ દુશ્મન જીવતદાન મેળવી શકતો નથી. તે મુસલમાન થતાં સઘળા મુસલમાનો જેવી છુટ ભોગવવાનો તેનો હક્ક થાય છે. ત્યારે સઘળા મુસલમાન તેના ભાઇ અને તે મુસલમાનોનો ભાઇ થાય છે. મુસલમાનો તરફથી કશા પ્રપંચ કે કાવાદાવાની અમને બ્હીક રહેતી નથી. કારણકે અમારી નિતિ સ્પષ્ટ અને રોશન છે. તેવી નિતિ કોઇ ધર્મમાં મળતી નથી, બલ્કે અશક્ય છે. ગમે તેવો દુષ્ટ મનુષ્ય મુસલમાન થયા પછી, ઇસ્લામ સાથે દગો રમવાનો ઇરાદો કરે અને તે દગો પણ કરે તો ખુદાતઆલા તેના કરતુકોની સજા આપે છે. અમે જોયું છે કે મુશરિકોએ ઇસ્લામનું નહીં પણ પોતાનુંજ અનિષ્ટ કર્યું છે. તમારી અંતરની શંકાઓ દુર કરી કંઇ ખાત્રી મેળવવાની ઇચ્છા હોય તો સવાલ પુછવો જોઇએ અને તે ખુશીથી પૂછી શકો છો. હું જવાબ દઇ તમારી ખાત્રી કરી આપીશ. પરંતુ યાદ રાખવું જોઇએ કે શાસ્ત્રાર્થ કરનારા દરેક ધર્મમાં ઘણા હોય છે અને તેમની સ્થિતિ સત્યાસત્યને પારખવાની ભાગ્યેજ હોય છે. તેમનો હેતુ વકતૃત્વ શકિતનું પ્રદર્શન કરવાનો હોય છે. વાક્ચાતુરી બતાવી પોતાના અનુયાયીઓને વધારે ગુમરાહીમાં નાંખે છે. પ્રજાને સત્ય તરફ જતી અટકાવી પોતાની શ્રેષ્ટતાનો સિકકો જમાવે છે. કોઇપણ સાયન્સના અભ્યાસીએ પોતાની દલીલોના અહંકારમાં પોતાની નબળાઇ કબુલી નથી. પરંતુ એક સાચા સંશોધક ઉપર કશા પણ આડંબર વગર સાદા અને સરળ શીક્ષણની અસર થાય છે અને તરતજ તે સત્યને કબુલ કરે છે. જો સાયન્સ અને વકતૃત્વ શકિતના આધારે હાર-

જીતની બાજી લગાવવાની ઇચ્છા હોય તો તમારી ભુલ તમને દેખાવાની નથી. અને તમે ખુદાની નિશાનીઓને નાબુદ કરવા એક પછી એક કરી સીમા વગરની દલીલો લાવતા રહેશો અને સત્યાસત્યને છુટાં પાડવા અશકત પુરવાર થશો.

યુનુસ—તમારે ખાત્રી રાખવી જોઇએ કે શાસ્ત્રાર્થ કે ધર્મની વાતોમાં જક્ક કરનારા માણસોમાં તો નથી. અમારામાંનો દરેક માણસ ધર્મની વાતો નથી જાણતો. આ કામ ચોક્કસ પાદરીઓનેજ માત્ર સોંપવામાં આવ્યું છે. તેમની ઉપર પોપની સત્તા ચાલે છે. છતાં એક ઇસાઇ તરીકે મારા ધર્મે મને શીખવ્યું છે કે ધર્મ બદલવાને આટલો તો ઝરર માહિતગાર છું કે ઈસાઇ ધર્મથી વેગળે થવા માટે માત્ર જીવનીજ ધાસ્ની પુરતી નથી. પરંતુ જો સત્યતાનું અજવાળું નઝર આવે તો હું રાઝી ખુશીથી ઇસ્લામ સ્વિકાર કરી સકું છું.

ખાલિદ--ત્યારે, તમને ઇસ્લામ સંબંધી શું વ્હેમો છે ?

યુનુસ--મને બતાવવામાં આવવું જોઇએ કે તમારા નબીના નુબુવ્વતના દઅવાની શું દલીલ છે ? જ્યારે કે ઇસરાઇલમાં હઝારો વર્ષથી નબુવ્વતનો સબંધ ચાલતો આવે છે અને અમારા આલિમોની માન્યતા છે કે તે છેલ્લા હતા, જેનો વઅદો કિતાબે મુકદ્દસમાં ખુદાવંદે કર્યો છે. અને હઝરત મૂસાથી લઇને હઝરત ઇસા સુધી બધાઓની શહાદત આપતા ચાલ્યા આવ્યા છે કે, તે પણ નબી ઇસરાઇલના વંશમાંથી થશે.

ખાલિદ—તમને એ તો ખબર હશે કે યઅકૂબ (અ.) ના ન્હાના દીકરા ઇસહાકની અવલાદ છે અને અમે અરબો ઇબ્રાહીમ (અ.) ના મ્હોટા ફ્રર્ઝન્દ ઇસ્માઇલની અવલાદ છીએ. ખુદાવંદે મૂસા (અ) ને નીચે મુજબ કહયું હતું. જેમકે કિતાબે મુકદ્દસમાં છે કે:—

"ખુદાવંદ (તે) મ્હારો ખુદા ત્હારા માટે ત્હારામાંથીજ ત્હારા ભાઇઓમાંથી ત્હારીજ પેઠે એક નબી પયદા કરશે. તમે તેની તરફ કાન ધરો, તે બધાની માફક, જે તેં ત્હારા ખુદાવંદથી જવાબમાં એકઠા થવાના દહાડે માંગ્યો હતો, અને કહ્યું હતું કે એમ ન થાય કે બીજી વખત ઝબરદસ્ત આવાઝ સાંભળું અને ઝબરદસ્ત આગ જોઉં કે જેથી હું મરી ન જાઉં.

ખુદાવંદે મને કહ્યું કે હું તેમના વાસ્તે તેમનાજ ભાઇઓમાંથી ત્હારા જેવો એક નબી પયદા કરીશ અને મારો કલામ તેના મ્હોંમાં મૂકીશ અને જે કાંઇ હું તેને ફરમાવીશ તે બધું તે તેમને કહેશે મ્હારા નામથી બધાને તે સંભળાવશે જે નહીં સાંભળે તેનો હિસાબ હું તેનાથી લઇશ." ( કિતાબ ઇસ્તરના. પ્રકરણ ૧૮ મું. )

હવે તમે વિચાર કરોકે બની ઇસરાઇલના ભાઇ બની ઇસ્માઇલ છે કે નહીં ! જ્યારે બની ઇસરાઇલે ભેગા થવાના દિવસે ખુદાનો આવાઝ બીજી વાર સાંભળવાથી અને ભયંકર આગ સળગવાના ખવફથી અને મરણ પામવાના ભયથી ત્યાં જવાનો ઇન્કાર કર્યો ત્યારે એ કેમ બની સકે કે છેલ્લા નબી જેના વતી ખુદાનો આવાઝ દુન્યા બીજી વાર સાંભળનાર હતી અને તે જંગી આગ જે આજે અમારા હાથોથી ખુદાના ઉપકારો નહીં માનનારા લોકો પૈકી લગાડવામાં આવે છે અને તેનાજ ભડકામાં આજે દમિશ્ક સંડોવાઇ ગયું છે; કેમકે ખુદાવંદે તો મૂસા (અ.) ની મઅરિફત તમને ચેતવણી આપતાં એમ ફરમાવ્યું હતું. "જો તમે ઇસરાઇલો ખુદાની આવાઝ સાંભળવાથી ગભરાઓ છો, પણ જે ઉપર પયગમ્બરી ખતમ થનાર છે તે તમારા ભાઇ બની ઇસ્માઇલમાંથી પયદા કરવામાં આવશે." આ વઅદો હઝરત મુહંમદ ( સ. અ. વ. ) પર પૂરો થઇ ગયો. જેની ખુશ ખબરી તમારા પયગમ્બર હઝરત ઇસા (અ.) એ આપી હતી. તે પયગમ્બર અરબમાં પયદા થઇ ચુકયા છે.

યુનુસ—એવું સાંભળવામાં આવ્યું છે કે તમારા નબી હઝરત ઇસાના માટે ઘણાજ હલકા શબ્દો કહેતા હતા. શું એ ખરૂં છે ?

ખાલિદ—હડહડતું જુઠું અને ખોટો આરોપ છે. યહુદીઓએ હઝરત ઇસાની બે ઇઝઝતી કરી. ખુદા ન કરે એવી બીજી કોઇ કવમ પયગમ્બરને સલીબ ઉપર ચઢાવી નાહક ખુનનો ભાર પોતાની ગરદન પર લે. યહુદીઓ પછી ઈસાઇઓ પોતેજ હઝરત ઇસાની બે ઇઝઝતી કરે છે. જે વાત હઝરત ઇસાએ પોતાના મ્હોંથી કહી નથી તે તેમના મ્હોડાથી નીકળવાનું બોહતાન મૂકે છે. હઝરત ઇસાને ખુદાનો બેટો કહેવો તે હઝરત ઇસા ઉપર આરોપ નથી બલ્કે, ખુદાની એકત્રતા ઉપર હમલો કરવા બરાબર છે. આવા અકીદા ધરાવનારાઓને અમારા નબીએ મુશરિક કહીને

બોલાવ્યા છે, અને ખુદાવંદે પોતે પોતાના કલામમાં ફરમાવ્યું છે કે "તેવા લોકો મુશરિક છે."

અમારા નબીનું શિક્ષણ એવું છે કે સર્વ નબીઓ અને રસુલો બરહક છે. ખુદા તરફથી ગુમરાહોને હિદાયત કરવા અને ખુદાને રસ્તે દોરવા માટે પયદા થયા હતા અને તે બધા મનુષ્યોજ હતા. તેઓ પૈકી કોઇમાં ઇશ્વર અને પાલનહાર હોવાના ગુણો નહોતા. સર્વ મુસલમાનો સચ્ચાઇ અને નુબુવ્વત ઉપર ઇમાન લાવનારા હોય છે. અમારા નબીએ હઝરત ઈસા સંબંધી એમ ઉચ્ચાર્યું હતું કે " હઝરત ઇસા મ્હારા ભાઇ છે." હવે મને કહો કે ઇસા (અ.) નું અપમાન શું થયું ? આવી પાયા વગરની જુઠી વાતો અને મુદ્દા વગરના આરોપો તમારા પાદરીઓ અમારા નબી ઉપર મૂકી તમોને ગુમરાહ કરી રહયા છે.

યુનુસ--શું મુસલમાનોમાં ઉંચ અને નીચનો ભેદ છે ?

ખાલિદ—નહી, કદી નહીં. જે કોઇ કલમએ તવહીદ પડી લે છે તે મુસલમાન થઇ જાય છે અને તે દરેક મુસલમાનનો ભાઇ બની જાય છે.

યુનુસ—શું નવ મુસ્લિમ, ભલે તે કોઈ પણ જાતનો હોય તે સર્વ મુસલમાનો સાથે એકજ ખુદાની બંદગી કરી સકે ? તેના માટે કોઇ જુદી મસ્જિદ બનાવવામાં તો નથી આવતી ?

ખાલિદ—કદી નહીં. તમો હમણાજ મુસલમાન થાઓ તો અમારા ખભા સાથે ખભો મેળવી દરેક ઇબાદત કે બંદગી ગુઝારી સકો છો. મુસલમાનોમાં તે લોકો વધારે માનની નઝરે જોવામાં આવે છે જેઓ ખુદાના હુકમોના આધીન રહે છે. અમારે ત્યાં દીનદારી કે ધાર્મિક ક્રિયા કરવા માટે કોઇ ખાસ જમાઅત નથી કેમકે, એવી જમાઅતો છેલ્લે આપ મુખત્યાર બની જઈ કવમને ગુમરાહ કરે છે. ઇસ્લામમાં દરેક માણસને એ વાતની છુટ છે કે પોતાના વડા ગુરૂને શરીઅત વિરૂદ્ધ કામ કરતો જુવે તો તરત તેને રોકી સકે છે. તખ્ત ઉપર બેઠેલા ખલીફાનો દરજ્જો એક સામાન્ય મુસલમાન કરતાં કાંઇ મોટો નથી. અમારો ખલીફા તેજ થઇ સકે છે કે જે કવમની સૌ કરતાં ઉત્તમ સેવા બજાવી સકે અહિંયાં દવલતની સત્તા નથી માત્ર અમલની હુકુમત છે

યુનુસ--આ હું શું સાંભળી રહયો છું. તમારી વાતોથી હું અજા-

મગ્ન થઇ ગયો છું. મ્હેં મારી ઝિન્દગીમાં કદી એવી વાતો સાંભળી નથી. અમારે ત્યાં તો દરેક પંથ, કવમ અને હરેક કુળ જાતના જુદા જુદા દેવળો છે. વળી તેમાં પણ તવંગરો માટે ઇબાદતખાના જુદા તવંગરના ઇબાદતખાનામાં ગરીબો જઇ સકતા નથી. મુસલમાનોએ આ ભેદને બાજુએ મૂકી શ્રીમંત અને ગરીબ, ઉંચ અને નીચ બધા એકજ સ્થળે ઉભા રહી સકે છે. ખરેખર, આ એક હિમ્મતવાળું અને તઅરીફ લાયક કામ છે જેનો દાખલો દુન્યામાં મલી સકતો નથી. વળી, તઅજ્જુબીની વાત છે કે એક ધર્મગુરૂ ઉપર એક અદનો મુસલમાન પણ નુકતેચીની કરી સકે? હું આવા નિતિમાન ધર્મને સ્વિકાર્યા વગર રહી સકતો નથી. મ્હને કલમએ તવહીદ પઢાવી મુસલમાન બનાવો.

ખાલિદ—કહો, અશહદો અન લા ઈલાહા ઈલ્લિલ્લાહો વ અશ હદો અન્ના મુહંમદન અબ્દહુ વ રસૂલહુ. (હું ગવાહી આપું છું કે અલ્લાહ એક છે તેનો કોઇ શરીક નથી, તે પાકઝાત છે. મુહમ્મદ (સ. અ. વ.) તેના બંદા અને રસૂલ છે.) યુનુસે કલમએ તવહીદ પઢી મુસલમાન થયા પછી હાથમાં તલવાર લઇ જિહાદ કરવાની મરઝી ઝાહિર કરી. ખાલિદ બિન વલીદે ખુશીના આવેશમાં તેને પોતાની છાતી સાથે દાબી તેને કહયું કે દમિશ્ક ફતહ થાય તો ત્હારી મહબુબ તને અપાવવાની મ્હારી પહેલી ફર્ઝ સમજીશ. તને અને અમને તથા દરેક મુસલમાનને ખુદા પોતાની મહરબાનીથી સરફરાઝ કરે.



# પ્રકરણ—૭ મું.

## તુમા અને કવમ વચ્ચે ઝગડો.

આજે સન ૧૩ હિજરીના માહે રજબની પહેલી તારીખ છે. બપોરના બાર વાગ્યા છે. આકાશ તદ્દન સાફ છે. સૂર્યનો તડકો પત્થર અને રેતાળ વાળી જગ્યાઓને તપાવી રહયો છે. પશુ, પંખીઓ ગરમીથી બચવાને ઝાડની તળે બેસી ગયા છે. જંગલી હરણો કુદકા મારવાનું ભૂલી જઇ દરિયા કાંઠે ઘીચ ઝાડીઓમાં વિસામો લેતાં નઝરે પડે છે. ખેડુતો ખેતીનું કામકાજ બંધ કરી આરામ કરવા બેઠા છે. ઉંટવાળાઓ રેતાળ મયદાનોમાં ગરમીને લીધે ઘણાં હયરાન થઇ ગયા છે. દમિશ્કના ગામડાઓ લડાઈના અસરથી ઉજડ જેવા દેખાય છે.

દમિશ્કની બાહર ઇસ્લામી લશ્કર શાનો શવકતથી પડાવ નાંખી પડયું છે જે તરફ નઝર કરવાથી તેનો રોઅબદાબ જણાઇ આવે છે ઇસ્લામી સૈન્યનો દરેકે દરેક સરદાર એકજ રંગમાં રંગાયલો દેખાય છે. એક સિપાહી જેવી ઝિન્દગી ગુઝારે છે તેવીજ ઝિન્દગીમાં સરદાર પણ જોવામાં આવે છે. કોઇને કોઇની ધાસ્તી નથી. સરદારમાં સરદારીની મગરૂરી નથી તેમજ એક તાબેદાર સિપાઇને તે તુચ્છકારી સકતા નથી. બધા હળીમળીને જ ઝિન્દગી ગુઝારે છે અને સાથે મળીનેજ દુશ્મનો સાથે લડે છે, એક સાથે બંદગી કરે છે. તેઓનો ખાવાપીવાનો અને પહેરવાનો સામાન ઘણો સાદો છે. તેમના લડાઇના હથયારો અતિશય સ્વચ્છ અને સફાઇ સાથે સજેલા દેખાય છે. આ વખત દુન્યા પરસ્તો માટે આરામ લેવાનો છે પરંતુ મુસલમાનો આવી ગઝબનાક ધુપમાં પણ પોતાના હથયારો સાફ કરી રહયા છે. લશ્કરના તમામ માણુસો હસમુખા અને ખુશમિઝાજ છે. તેઓના ચહેરા ઉપર લડાઇની પરેશાની મુદ્દલ દેખાતી નથી. ઝખ્મી સિપાહીઓ વધારે ઝખ્મ ખાવા માટે આતુરતા દેખાડી પોતાના સાથીઓ જે શહીદ થઈ ગયા છે તેઓની પાસે જલ્દી પહોંચવાની ઉમ્મીદમાં તલપી રહયા છે. ઇસ્લામી લશ્કરમાં આવો રંગ જામેલો છે ત્યારે બીજી બાજુ દમિશ્કમાં બચી ગએલા રૂમી લોકો ક્ષેમકુશળતા ઉપર આનંદ મનાવે છે અને કેટલાકો મરનારા ઉપર વિલાપ કરી રહયા છે.

દમિશ્કના રહેવાસીઓ શહેરના ગવર્નર તુમાની મૂર્ખાઇ ઉપર દાંત ચાવી રહયા છે અને કહી રહયા છે કે આ કમનસીબની મુર્ખાઇના લીધે કવમ ઉપર આફત આવી.

તુમાના મહલમાં આ વખતે લશ્કરી અમલદારો અને શહેરના અમીરોનું એક મોટું ટોળું ભેગું મળેલું છે. તુમા પોતાની હાર અને બેઇજ્ઝતીથી મનમાંજ શરમાઇ રહયો છે પણ, બાહરથી દમિશ્કના રહેવાસીઓને આ લડાઇ સંબંધી ગુન્હેગાર ઠરાવ્યા છે. તેણે હાઝિર રહેલાઓ સામે મુસલમાનો સાથે લડવાનો પોતાનો મનસૂબો દેખાડયો.

**તુમા**—ગૃહસ્થો પરમ રાત્રીની હારનુ કારણ માત્ર કવમની નામરદી અથવા સલીબે મુકદ્દસની નારાઝીજ થઇ સકે છે કે જેના ઉપર નઝર નાંખી સકાતી નથી. જો કવમના બહાદુરો થોડી વાર વધારે હિમ્મત અને મઝબુતીથી કામ લેતા તો મેં મુસલમાનોના સરદારોને કયદ કરીજ લીધા હોત. પરંતુ, અફસોસ! એમ કરવામાં આવ્યું નથી. જે વઅદો તમે મારાથી કર્યો હતો તેનો અણીના વખત ઉપર તમારી નીચ હિમ્મતે ભંગ કર્યો.

**શહેરના અમીરો**— (ગુસ્સે થઇને) "બસ, બસ, હવે અમો પોતાનું વધારે અપમાન કરાવવા ચાહતા નથી! દરેક વખતે પોતાની કમઝોરીનો આરોપ કવમના માથે લગાડવામાં આવે છે. તમારી વાતથી અમો તમારો મતલબ બરાબર સમજી ગયા છીએ. કેટલી બધી ગયર ઇન્સાફી છે કે સર્વોત્તમ મનુષ્યો તો ધુળ અને લોહીમાં ગારત થઇ ગયા તેમ છતાં કવમનેજ નામરદ લેખવામાં આવે છે. શું આ ખોડ અને મ્હેણાંનો હેતુ એ નથી કે જે લોકો જીવતા છે તેઓ પણ તમારા જેવા અભિમાની મનુષ્યોના રક્ષણ માટે જીવ ખોઇ બેસે? હવે એ થઇ સકવાનું નથી. વારંવાર કવમ બરબાદીમાં નથી નાંખી સકાતી. તમો યાદ કરો કે અમોએ તમોને મુસલમાનોથી સલાહ તરી લેવાની કેટલીએ વાર શિખામણ આપી પણ દરેક વખતે તમોએ અમારૂં કહ્યું માન્યું નહીં. આ માટે જે કંઇ સદમો તમારી ઝાત પર ગુઝર્યો અને જે મુસીબતો શહેરવાસીઓને ભોગવવી પડી એ બધાના જોખમદાર અને જવાબદાર ફકત તમેજ છો. કવમે તો દરેક રીતે પોતાની ફરઝો બજાવી દેખાડી આપ્યું છે. શું તમે હમણા લગી આવા ગર્વ અને અભિમાનના ભયંકર સ્વપનામાં ગુંચાયા છો કે જેની તઅબીર ફકત આ નિકળી કે અમારા શ્રેષ્ટ લડવૈયાઓ હમેશને માટે અ-

મારાથી જુદા પડી ગયા અને કવમના હઝારો કુટુંબો અને લાખો ઘરોને ત્રિલાપ કરતા મૂકી ગયા છે. હવે અમે ચોકખા શબ્દોમાં ડર અને ભય વિના કહેવાના હકદાર છીએ કે હવે કવમ લોહીનું એક ટીપું પણ આ નાહકની લડાઇ માટે ભવિષ્યમાં રેડવા તૈયાર નથી. જો તમો તમારી સલામતી ઇચ્છતા હોવ તો એજ ઉત્તમ છે કે મુસલમાનોથી સલાહ કરી લો અને જો તમને સલાહ કરવાથી ઇન્કાર હોય તો અમો પોતે અમારા માટે સલાહ કરી લઇશું. તમો ખુદ મુખ્તિયાર છો જોઇએ તો લડો અથવા સલાહ કરો. ”

તુમા—(કવમના મઝબુત ઇરાદાથી ડરીને) તમોએ જે કાંઇ કહયું તે મૂજબ વર્તવા હું તૈયાર છું. પરંતુ, એવી શરતથી કે મને થોડા દહાડાની મુદ્દત મળવી જોઇએ જેથી હું આ બનાવ વિષેના સમાચાર બાદશાહની હુઝુરમાં પહોંચાડી જોખમદારીથી મુકત થઇ જાઉં. જો બાદશાહ અમારી મદદ કરશે તો અમો બરાબર લડતા રહીશું નહીંતો જેમ તમે કહેશો તે મૂજબ હું ચાલીશ.

શહેરના અમીરો—અમો ફરી તમારા વિચારને મત આપીએ છીએ. જો બાદશાહ બીજુ લશ્કર મદદ માટે મોકલે તો તમેજ લડજો શહેરવાળા તમારી મદદ નહીં કરશે. કારણ કે હવે અમારામાં ઝરાએ બળ રહયું નથી. અમારી પાસે માણુસો, પઇસા કે ખાવાપીવા માટે પુરતું અનાજ પણ નથી.

તુમા—(જલસામાં હાઝિર રહેલાઓ ભણી નાસીપાસની નઝરે જોતાં) વારૂ, તમારી જેવી ઇચ્છા. હું ખાત્રી પૂર્વક કહું છું કે ભવિષ્યમાં તમને કોઇ પણ જાતની તકલીફ આપીશ નહીં. પરંતુ અફસોસ તો મને એનોજ થાય છે કે તમારા દીલોમાંથી જે ધાર્મિક લાગણી દૂર ન થવી જોઈએ તે થઇ ગઈ છે.

જલસામાં હાઝિર રહેલાઓ—સાહબ, દરેક દુઃખ ગજા પ્રમાણે સહી સકાય છે. અમારો ધાર્મિક જુસ્સો કદી ટાઢો પડયો નથી. પરંતુ રાજયની અભિમાની પોલીસી અને અયોગ્ય લુટખોટના લીધેજ આ દિવસ આવ્યો છે કે આજે કવમનો કોઈ માણુસ તમારી મદદ કરવા તૈયાર નથી. જો તેમને ધાર્મિક ગયરત આપવામાં આવે તો તેનું કાંઇપણ અસર થતું નથી. બલ્કે, તેઓ સાફ કહે છે કે ધર્મના ઓઠા હેઠળ માત્ર થોડા સત્તાધીશોની

સલામતી માટે અમારી ગરદનો ઉપર હમેસાં કાપ મુકવામાં આવે છે. જો હમણા પણ તેઓ મલવા પામશે તો અમારા માટે તેજ માઠા દહાડા આવી ઉભા રહેશે.

**તુમા**—જો કવમમાં આવી બદગુમાની પ્રસરી નહિ હોત તો અરબ જેવી નબળી કવમની શું મજાલ હતી કે આપણને આમ મુશીબતમાં સપડાવી શકતે? કદી નહિ? જલસામાં હાઝિર રહેલાઓ—(ચાલતા ચાલતા) પરંતું કવમની બદગુમાની માત્ર કવમના હ્રદયો પિગલાવી શકતી નથી. તેનો જવાબ તો માત્ર સતાધીશોની ચાલચલણમાંથીજ મળશે.

**તુમા**—તેનો સ્પષ્ટ અર્થ તો એજ થાય છે કે તમે લોકો રાજ્ય અને ધર્મ સાથે બંડ કરી રહયા છો ?

જલસામા હાઝિર રહેલાઓમાંથી છેલ્લો માણસ (જે રૂખસત થવામાં બાકી રહી ગયેલ છે) બેશક સત્તાથી તિરસ્કાર છે પરંતુ ધર્મ તો અમારામાંના દરેકને પ્રાણ કરતાં પણ વધારે પ્રિય છે તેમાં કાંઇ કમી નથી

આમ કહી તે પણ તુમાની નજરથી દુર થઇ ગયો. હવે માત્ર તુમા અને તેનો ખાસ સલાહકાર એકલા રહી જાય છે બંને જણાની સંમતિથી બાદશાહને નીચે મુજબ એક કાગલ લખી કાસીદ (પયગામ પહોચડનાર) સાથે રવાના કર્યો.

## હરકલ ઉપર પત્ર.

માનવંતા સાહેબ,

રાજયના ચાકરોને અરબોએ કયદ કરી લીધા છે, અને અમારા ઉત્તમ લડવઇયાઓ રણસંગ્રામમાં માર્યા ગયા છે. અત્રે અમો બાકી રહેલા જુજ માણસો દમિસ્કની ચાર ભીંતોમાં કયદીઓની પેઠે ઝિન્દગી પસાર કરી રહયા છીએ. સ્વતંત્રતાના બધા રસ્તાઓ બન્ધ છે. શહેરવાળાઓ પણ અમારી મદદ કરવા બદલ બંડ કરવાની તૈયારીમાં છે. દુશ્મનના તીરથી મારી આંખ ઝખમી થઈ ગઇ છે. મુસલમાનોએ અમારી સલીબેઅઅઝમ છીનવી લીધી છે અને તેનું

ઘણું અપમાન કરવામાં આવ્યું છે. શામવાસીઓ પણ અમારૂ અપમાન કરી રહયા છે અને એકમત થઇને મોટા માણસોએ મારા ઘરમાં ભેગા થઇ મને સલાહ આપવા દબાણ કર્યું પણ મેં તેમને આ સરતે રોકી રાંખ્યા કે બાદશાહની મદદની વાટ જુઓ. જો મદદ આવી પહોચશે તો લડીશું! નહિ તો શહેરના દરવાજા ઉઘાડી મુકવામાં આવશે બસ. તમે પોતે અહીં પધારો અથવા કોઇ મોટા લશ્કરથી અમારી મદદ કરો અથવા અમને આજ્ઞા આપો કે કલમથી સલાહ કરી લઇએ એજ.

લી. આપનો તાબેદાર સેવક

તુમા. દમિશ્કનો ગર્વનર.



# પ્રકરણ આઠમું.

## મરયમનું જોગણ બનવું.

ગુલે નવ રસ્તા કો ગુલ્ચીંને જો હંસકર તોડા,
ચમન દહસે બુલબુલને તઅલ્લુક છોડા.

જમાદીસ્સાનીની આઠમી તારીખ દમિશ્ક વાસીઓ માટે લડાયક મુસીબતોથી ભરપુર દેખાતી હતી. ઠંડી હવાએ અણ—ખીલેલી કળીયોને ખીલવવામાં તો ઇસાઇયતનું ચમત્કાર બતાવ્યું પણ લડાઇના હલ્લાની દિલગીરીથી ચીમળાયલા દિલોને ખિલવવાને ફતેહમંદ ન નીવડી. સુર્યનાં મંદ મંદ કિરણો મરયમના મંદિરના સોનેરી ઘુંમટથી મળી જઇ વિચિત્ર દિલ—ફંજ દેખાવ ઉત્પન્ન કરી રહયાં છે. સલીબી વાવટો હવામાં ફરફરી તેના પુજારીઓને ઇશારો કરી રહયા છે કે આ દવર દમામ તો થોડા દિવસોનો મહેમાન છે; હિલાલના સાયા તળે ઘસડાઇ જવામાં મારી સ્વતંત્રતાનું વાંક લેવાને માટે છેલ્લી હલકાઇઓ લઇ રહી છે. હજુ સુધી મંદિરનો દરવાઝો અને દીવાર તો ખુદાવિન્દ ઇસુને પરમેશ્વરનો પુત્ર થવાની મદદમાં ઉભા રહયા છે, પરંતુ એ લોકોને ખબર હતી કે એકતાના આવાઝોથી આ ઘર પણ લાચારીથી ગુંજી ઉઠશે! અને ઇસુનો ઇશ્વરીપણાનો તખ્ત ઇશ્વરી હુકમથી ઉંધો થઇ જવાના વિચારમાં ધ્રુજી રહયો છે. કય સીન અને પાદરીઓની જમાઅત પોત પોતાના ભવિશ્ય માટે ફિકરમન્દ છે. ખ્રિસ્તિ ધર્મની ઉન્નતિ અને અરબોની બરબાદી માટે બહુજ કાલાવાલા આજિઝીથી પ્રાર્થનાઓ કરી રહયા છે. મંદિરનો એક વૃદ્ધ પાદરી જયારથી સલીબે અઝમ ખોઇને આવ્યો છે ત્યારથી શોક—દર્શક વસ્ત્રો ગ્રહણ કરી એક ખુણામાં સંતાઇ રહયો છે. તેના માનનારાઓ અને શિષ્યોનું ટોળું કોટડીની આસપાસ જામેલું છે, પણ કોટડીનો દરવાઝો જયારથી બંદ થયો છે ત્યારથી ઉઘડવાની ઘડી આવી નથી. મુલાકાતીઓને તેને જોવાની આતુરતા એ આકુળ

વ્યાકુળ કરી મેલ્યા છે. જો કે ઘણી દરખાસ્તો કરવામાં આવે છે કે વૃદ્ધ પાદરી કોઠડીથી બાહર આવે. પરંતુ ખાસ મિત્રો પણ આ તરફ કાયદાની દિલાવરી દેખાડી ન શકયા કે સંતાઇ રહેલા પાદરીને બાહિર આવવાની યુકિત શોધી કાઢે. છેવટે તલવારની લડાઇના ધ્યાન અને ફિકરમાં પાદરી પોતેજ કોઠડીમાંથી બાહિર આવ્યો. સંદલ અને લોબાનનો ધુમાડો જે કોઠડીની અંદર એક ચાંદીની લોબાનદાનીમાં સળગી રહયો છે. તે ભેગા થએલા માણસોના માથાં ઉપર બલિદાન થઇ હવામાં મળી ગયો. વૃદ્ધ પાદરી પ્રાર્થના કરી રહયા પછી ઉભો થયો અને પોતાના ચાહનારાઓ ઉપર દયાની નઝર નાંખતો દરવાઝામાંથી બાહિર આવ્યો અને તેના ઉપર ખાસ ભરોસો રાખ-નારાઓ ખુશીની વ્યાકુળતાઓમાં તેના ચરણોમાં પડવા લાગ્યા. મુલા-કાતીઓએ તેના હાથોને ચુમ્બન કર્યું. આ દેખાવ હમણા પૂરો થયો ન હતો કે હુર જેવી એક નવજવાન પરંતુ દુઃખી અને ઉદાસ વ્યકિતયે પોતાના કમળ મુખને પરદામાં મંતાડી વૃદ્ધ પાદરી તરફ આવવા માંડયું ઉભા રહેલા માણસો આ રૂપવંતી કુમારિકાને આવતી જોઇ અદબથી બે સરખી હારોમાં ગોઠવાઇ જઇ તેને જવા માટે જગ્યા કરી આપી વૃદ્ધ પાદરીએ ધ્યાનથી જોયું અને તે આવનાર નવી વ્યકિતની પ્રશંશા કરી.

**વૃદ્ધપાદરી**—"અરે મરયમ આજે તૂ અહિં કયાંથી ! શું હમણાં સુધી તું દમિશ્કમાંજ છે ! જેરૂસલમ નથી ગઇ ! શું મારાથી કંઇ અગત્યનું કામ છે ?"

**મરયમ**—"(ચરણોમાં પડીને) પવિત્ર પિતા ! આપની લોંડી હજુ અહિંયાજ છે. જેરૂસલમ જવાનું મારા નસીબમાં નહોતું. હું તમને ફકત એટલુંજ કહું છું કે મને તમારી મુરીદીમાં શામિલ કરી, પાકદામન મરયમના નામ ઉપર સાધુપણાનું શિક્ષણ આપો મ્હેં દુન્યાના મોજ-શોખથી સંપૂર્ણ રીતે તિરસ્કારની તૈયારી કરી લીધી છે."

**વૃદ્ધપાદરી**—(દયાળુ હાથ તેના માથા ઉપર મૂકીને) પુંત્રી ક્ષેમકુશળ તો છે ને ? લગ્ન કર્યા પછી જોગણ કેવી રીતે થઇ શકે છે અહિં તો કુવારી છોકરીઓ અને છોકરાઓજ દાખિલ થઇ શકે છે. થોડાજ

દિવસો ઉપર મેં મારા હાથે તારા લગ્ન કરી આપ્યા છે અને હમણા તૂ દિલગીર થઇ સંસારને તિલાંજલી આપવા કેમ તત્પર થઇ છે? શું ત્હારા ધણીએ વચનભંગ કર્યો? જો એમજ હોય તો હમણા વડા ધર્મગુરૂની હુઝુરમાં હુ ત્હારો દઅવો કરી શકુ છું.

**મરયમ**–(ગુટણ ઉપર ઉભી રહી હાથ જોડીને) હે પિતા! યુનુસે મ્હારાથી દગો કર્યો નથી કે મ્હને હમણા લગી સ્પર્શી પણ નથી બલ્કે હું તો બિલકુલ કુંવારીજ છું ફકત લગ્નક્રીયા કરવાનીજ ગુન્હગાર છું. અફસોસ! મ્હારી કિસ્મતે મ્હને ભુલમાં નાંખી કે યુનુસ જેવા પ્રેમ અને વફાના પુતળાને મ્હેં મ્હારા હાથેજ ગુમાવ્યો છે અને હવે તે મ્હને કોઇ કાળે પણ મળવાનો નથી. મ્હારી કથની તમે ન સાંભળો તો સારૂં કારણ કે તે બહુજ હૃદયભેદક છે અને ટુંકમાં હું એટલુંજ કહુ છું કે મારા હૃદયને નાસ્તિક અરબોએ વીંધી નાંખ્યું છે.

**વૃદ્ધપાદરી**–ખરેખર! અરબો તો એવા ઘાતકી અને પરમેશ્વરથી નિડર છે પરંતુ એ તો બતલાવ કે યુનુસનું શું થયું ખુદા ન કરે કે તે માર્યો ગયો હોય અથવા કયાંક ગુમ થઇ ગયો હોય જો તે ઇસાઇ ધર્મનો બચાવ કરવામાં શહીદ થયો હોય ત્યારે તો તૂ ઇસુના હકમાં મ્હોટી નસીબદાર અને ત્હારો પતિ ઇર્ષાને કાબિલ હતો આ માટે ત્યારે દરખાસ્તને હુ ઘણીજ ખુશીથી સ્વિકારીશ.

**મરયમ**–પવિત્ર બાપ, યુનુસ પવિત્ર ધર્મના બચાવમાં તો શહીદ નથી થયો પરંતુ, મ્હારી મુહેબ્બતનો શહીદ અવશ્ય થયો હશે, કારણ કે તે મ્હારાપર ખરા અંતઃકરણથી ફિદા થઇ ગયો હતો જયારથી અમારો નિકાહ થયો હતો ત્યારથી તેની એજ ઇચ્છા હતી કે તે કોઇપણ યુકિતથી મ્હને પોતાને ઘેર લઇ જાય અને સ્વતંત્રતાથી પોતાની ઇચ્છા પુરી કરે અને અમો ખુશીથી દિવસો પુરા કરીએ. જે દિવસથી સલીબે આઝમ ખોવાઈ ગઇ અને મ્હારા વૃદ્ધ પિતાશ્રી કે જેઓ ઘાયલ હતા તેમણે સુવાનો પોશાક ધારણ કર્યો તેજ રાત્રે યુનુસે પિતાશ્રીને મ્હારી રવાનગીની દરખાસ્ત કરી, પરંતું તેઓએ યોગ્ય ધારીને તેને કબુલ ન કરી. યુનુસ મુહબ્બતની ગાંડપણના નિશામાં ભરપુર હતો તે આગળ પાછળનો વિચાર કર-

વાની સલાહને પસંદ કરવાને નિષ્ફળ નિવડયો અને મારાથી જુદી સલાહ કરી કે તમે મારી સાથે માબાપની આજ્ઞા લીધા સિવાય ચાલી નીકળો કારણ કે હું તેની મુહબ્બતનું સ્વાગત કરૂં છું, તેની આજ્ઞાને રદ કરી સકી નહિ અને ઘણી ખુશીથી તેની સાથે જવામાટે તૈયાર થઇ ગઇ. હાય ! પ્રેમના જોષમાં રાત્રે નવવાગે હું અને મારી એક ભેદુ લોંડીસબીયહ યુનુસ સાથે ઘોડાઓપર સ્વાર થઇ કનીસાના દરવાજાથી નીકળી જેરૂસલમ ભણી રવાના થયા પહેલાં યુનુસ અરબોની હાલત માલુમ કરવા માટે શહેરથી નીકળ્યો અને અમે દરવાજા આગળ ઉભા રહી ગયા. કમનસીબે યુનુસ અરબ સ્વારોના હાથમાં ફસાઇ ગયાં કે વફાદાર યુનુસે અમોને પોતાના પકડાઇ જવા વિષે એમ બોલી ખબર આપી કે "ચકલી જાળમાં સપડાઇ ગઇ" આ વાકય સાંભળતાંજ અમે બેઉ શહેરમાં પેસી ગયા. દરવાજા હંમેશ મુજબ બંધ કરવામાં આવ્યાં ત્યાર પછી અમને યુનુસ વિષે કાંઇ ખબર નથી કે મોહબ્બતના પુતળા યુનુસ પર શું ગુજરયું. મને તો તેની જીંદગી વિષે તદ્દન નિરાશા ઉત્પન્ન થઇ છે તેથી હું સંસારના મોજશોખને યુનુસ વિના પોતાની ઉપર હરામ સમજું છું. જેમ તે મારી મોહબ્બતપર કુરબાન થયો છે તેમ હું પણ જીંદગી પર્યંત તેના નામપર ઇસાઇ ધર્મની સેવા કરીશ. અને તેમાંજ પ્રાણ ગુમાવીશ.

**પાદરી**–તમારી કહાણી દુઃખ ઉપજાવનારી છે. તમે જે નિશ્ચય કર્યો છે તે એક વફાદાર છોકરી માટે બહુ મુબારક છે. પરંતુ હું તમને ઉપદેશ કરૂં છું કે પાદરી થતાં પહેલાં પોતાની સ્થિતિ ઉપર

**પાદરી**–મારી તો આ ફરઝ છે કે હું તમારા વડીલોને એ વિષે ખબર આપું કે તમે પાદરીઓની ટોળીમાં મળવા ચાહો છો.

**મરયમ**-પિતાશ્રી હું વિનય કરૂં છું કે મને તે ઘરમાં ફરી જવા માટે ફરઝ નહિ પાડો. જયાંથી એક વખત મારા અપવિત્ર પગલાં કાઢી ચુકી છું.

**પાદરી**–ભોળી બાળા, આ વિચારથી ચિંતાતુર ના થાઓ. હું તમને દેવળમાંથી બહાર જવાની તસ્દી આપતો નથી. બલ્કે, એક

પત્ર લખી તમારા પિતાને અહીં બોલાવી તમારા નિશ્ચયથી ખબરદાર કરીશ!

વિચાર કરો. પછીજ જીંદગી પર્યંત સુધી અખત્યાર કરવાના કામ માટે ફેસલો કરજો. કેમકે બ્રહ્મચાર થવું કાંઇ નજીવી વાત નથી. તેની બધી શરતો મુજબ વર્તવુંજ પડશે.

**મરયમ**–પિતાશ્રી મેં ખુબ વિચાર કર્યો છે. હવે મને કોઇ એ વિચારથી ડગાવી શકતો નથી.

**પાદરી**—શું તમારા માત પિતાની રજા લીધી છે?

**મરયમ**–મારી હયા આ વાત પસંદ નથી કરતી કે તેમની ખીદમતમાં જાઉં જયારે કે હું તેમની પરવાનગી વિના ઘરથી નીકળીને પોતાના જીંદગીના મિત્રને ખોઇ બેઠી છું. જો હું તેના મત સાથે મળતી નહીં થઇ હોત તો શતરૂઓના પંઝામાં ફસી જતી નહિ! મુજ અભાગણીના લીધે આ બધું થયું.

**મરયમ**–શું મને પણ પિતા સમક્ષ આવવું પડશે?

**પાદરી**–હા, પણ તે તમને મારી સામે કાંઇ પણ બોલી શકશે નહિં. અને દેવળના કાયદા મુજબ પણ તે તમને કાંઇ દોષ આપી શકે નહિં, કેમકે તમારી અરજથી તમે દેવળના બની ગયા છો. અત્યારે જો તમારો ધણી પણ જેને તમારી ઉપર સંસારી સર્વોપરીપણું છે તે પણ કદાચ આવી જાય તો તે પણ વડા પાદરીના હુકમ વગર તમને ભેટી શકે નહિં.

**મરયમ**–આપની એવી ઇચ્છા છે તો ભલે મારા માત પિતાને મારા નિશ્ચયથી ખબરદાર કરો. મુશ્કેલીથી હું તેમની આંખો મેળવી શકીશ.

**પાદરી**–આ સ્ત્રીજાત નીકમ્મેરી છે. નહિં તો તમે કોઇ એવો ગુનહો કર્યો નથી. તમે તમારા ધણીને પ્રિયતા માટે લાચાર હતા. તમારા પિતાએ વીદાય કરવા માટે જે આનાકાની કરી હતી તે અઘટીત હદ હતી. તમને શરમાવવું જોઇએ નહિં. અને મોં ન છુપાવતા માબાપ સાથેની છેલ્લી મુલાકાત માટે તય્યાર થઇ જવું જોઇએ.

૯ વાગી ચુકયા હતા. શહેરના રહેવાસીઓ ગભરાટમાં જોઇતી ચીજોના સંગ્રહ કરવાની ફીકરમાં ગુંથાઇ ગયલા દેખાય છે. ઇદરીસના આલીશાન મહેલના મોટા દરવાજા પર આજે રીવાઝ વિરૂધ કેટલાક અગ્રેસરો ખુરસીઓ પર માથું નમાવી ચિંતાતુર બેઠેલા દેખાય છે. ઇદરીસ તેઓની વચ્ચે બેઠેલો છે પણ ઘણો શાંત અને તેના ચહેરાનો રંગ ઘડી ઘડીએ બદલતો જાય છે. અને નબળાઇના લીધે શરીર પણ ફરૂજી રહયું છે.

એક—મરયમની નાદાની પર અફસોસ છે. કે તેણીએ આવા બારીક સમયમાં ધણીની પ્રીયતાની સાબેતી અને માતપિતાને વિખુટાઇનું દાગ દીધું. ખુદા જાણે રાતથી હમણા સુધી એના પર શું વિત્યું હશે. સ્વતંત્રતાથી મુસાફરી કરે છે કે શત્રુના પંજામાં સપડાઇને આબરૂ કોમ અને ધર્મને કલંક લગાડયું અથવા પ્રાણ ખોયા.

**બીજો માણસ**—મરયમ આખર સ્ત્રીજ હતી.! તે ધણી માટે હતી નહિ કે ધણી તેના માટે. આ ફરજ તો યુનુસની હતી કે તે પોતાના વિચારશીલ સાસરાના કહયા પ્રમાણે ચાલતે. અફસોસ, કેટલાક વખત જુવાનીના જોશમાં કોમના લાયક પુરૂષોં જાણી જોઇને રસ્તો ભટકી જાય છે.

**ઈદરીસ**—ગ્રહસ્થો, કોઇને દોષ દેવો નહિ. આ અમારી બદનસીબી છે કે વૃદ્ધાવસ્થામાં ધર્મના શતરૂઓના હાથે જખમી થયા. ધર્મનું અપમાન સહન કર્યું. ઓલાદે નાફરમાની કીધી હવે ખુદા જાણે બીજું શું કલંક અમને લાગનારૂં છે.

આ પ્રમાણે ઇદરીસ ઉપરની વાત કરી રહયો હતો તે દરમ્યાન એક જુવાન પાદરી જેના દેખાવ પરથી તે વિદ્યાર્થી માલુમ પડતો હતો ઇદરીસ વિશે પુછપરછ કરતો આવી પહોંચ્યો અને ખીસામાંથી એક બંધ કવર કાઢી ઇદરીસના હાથમાં મુકયો. તેણે તેને ઉખેલીને ધીમે વાંચ્યું પછી બુલંદ આવાજે બોલી ઉઠયો ગ્રહસ્થો મુબારક! મુબારક! મરયમ જીવતી છે. પોતાના ધણીને ગુમાવીને તે દેવળમાં પહોંચી છે. આ પત્ર પિતાશ્રી તરફથી આવ્યું છે. જેમાં લખેલું છે કે—

મારા વ્હાલા—

ખચ્ચીત તમે અત્યારે તમારી દીકરી મરયમના ગુમ થવાથી ચિંતાતુર હશો. હું તમને ખબર આપું છું કે પવિત્ર બાળા મારી પાસે પહોંચી ગઇ છે. પણ અફસોસ તેનો ધણી જ્યારે તમારી રજા લીધા વિના પોતાની ધણીઆણીને લઇ જેરૂસલેમ જવા શહેરથી બહાર નીકલ્યો ત્યારે અરબોના હાથમાં કેદ થઇ ગયો. મરયમે પોતાના ધણીથી વિખુટા પડી જવાના દુઃખમાં પાદરી બનવાનું નિશ્ચય કર્યું છે. અને મારાથી વિનય કરે છે કે હું તેણીને પાદરીઓના ટોળામાં દાખલ કરી ધાર્મીક સેવા કરવાની તાલીમ આપું. તેના નિશ્ચયથી તમોને વાકીફગાર કરવું એ મારી ફરજ હતી તેથી હું આ કાગળ લખી તમને તરદી આપું છું કે જો તમારી દીકરી સાથે આખરી મુલાકાત કરવા માંગતા હો તો તરત મંદીરમાં આવો.

લી૦

**જરજીસ પાદરી કનીસા મરીયમ.**

**હાજર લોકો**—એહસાન છે ખુદાનો કે, તેણે મરયમની સહી સલામતીની ખુશ ખબરી સંભળાવી. પણ યુનુસના કાંઇ સમાચાર નથી.

**ઇદરીસ**—તેણે પોતાના હાથે મુસીબત વહોરી લીધી છે.

**હાજર લોકો**—શું અમે પણ તમારી સાથે ચાલી મરયમને જોઇ શકશું ?

**ઇદરીસ**—હા મારો વિચાર છે કે મરયમની માને પણ સાથે લઇ જાઉં.

**હાજર લોકો**—જરૂર જરૂર ! !

ઇદરીસ ઘરમાં જાય છે. મરયમની માને પત્ર સંભળાવે છે જેને સાંભળી તે હરખાઇ જાય છે. અને દીકરીની મુલાકાત માટે ઇદરીસ સાથે રવાના થાય છે. રસ્તામાં ઇદરીસના ઘણા મિત્રો મળે છે. મરયમ વિષે પુછપરછ કરે છે. ઇદરીસ સર્વ હકીકત કહી આગળ વધે છે. અને તેઓમાના કેટલાક પાછા મળે છે અને કેટલાક પાછા જાય છે. એમ કનીસા સુધી પહોચ્યા લગી ૫૦ માણસોનું સંઘ થઇ જાય છે. કનીસહના પાદરીની નજરમાં જ્યારે આ સંઘ આવે છે ત્યારે તે મરયમને માત

પિતાના આદરસત્કાર કરવા માટે આગળ વધવા કહે છે. મરયમ ૧૦-૧૨ ડગલા આગળ વધી માબાપને નમસ્કાર કરે છે. માબાપ હેતના લીધે તેને છાતી સાથ ચાંપી લઇ માથાનું ચુંબન કરે છે. માબાપ સાથે મરયમ વડા પાદરી પાસે આવે છે.

ઇદરીસ—(ગુંઠણીઓપર ઉભા રહી ધ્રુજતી અવાજમાં) પિતાશ્રી મને તમારો હુકમ પહોંચ્યો અને હું હાજર થયો છું.

પાદરી—ઇદરીસ. આ શું થયું ? તમે ઘણા નબળા કેમ પડી ગયા ? માત્ર એક દીકરીની ગમગીનીમાં આ દશા થઇ ગઇ. બેશક, ઓલાદની મોહબ્બત એવીજ હોય છે. જો એ ાા કરતાં અરધું પ્યાર ધર્મ પ્રત્યે હોય તો ખચ્ચીત તે મોક્ષ પામનારો થાય.

ઇદરીસ—પિતાશ્રી, મારી દીકરીની ગમગીનીથી મારી આ હાલત થઇ નથી. બલ્કે આ જખમી હાથના લીધે. ઇદરીસ પોતાનું હાથ દેખાડે છે. આ જખમ સલીબના વાસ્તે પહોંચ્યો હતો. એમાંથી એટલો લહુ વહી ગયો હતો કે હું મહા મુશ્કીલીથી ચાલવા શકિતવાન થયો હતો.

પાદરી—અરે—મને યાદ રહયું નહિં હા, તે દહાડે તમેજ સલીબ ઉડાવેલા હતા અને એક બાણુ લાગવાથી તમારો હાથ જખમી થઇ ગયો હતો, સંભળાય છે કે બાણુ કોઇ એક અરબ સ્ત્રીએ માર્યો હતો.

ઇદરીસ—હા. મેં પણુ એમજ સાંભળ્યું છે.

પાદરી—માલુમ થાય છે કે અરબની સ્ત્રીઓ પણુ લડવાના હુન્નરોની માહીતગાર હોય છે.

ઇદરીસ—હા અરબની બૈરીઓ આજથી નહિં પરંતુ અર્વાચીન સમયથી લડતાં ચાલી આવે છે. તેઓ તલવાર મારવામાં ઘણી કુશળ હોય છે.

પાદરી—કેવી શરમની વાત છે કે અરબ બૈરી સરખુપણુ અમારા પુરૂષોમાં શુરાતન નથી આજ સુધી કેટલીક લડાઇઓ દમિશ્કમાં મારી સાથે થઇ છે, પણુ દરેક વખતે રૂમીઓજ હાર ખાય છે. ખબર નથી ખુદાવંદ ઇસુને શું મંઝુર છે.

હા મેં તમને આ વાસ્તે બોલાવ્યા છે કે શું તમારી આજ્ઞા છે કે તમારી દીકરી પાદરી બની જાય !

**ઈદરીસ અને તેની બીબી**—મુકદસ બાપ ખુદાવંદ ઇસુના નામે એક મરયમ તો શું માલ છે, જો હઝાર મરયમ પણ ખુદા અમોને આપતે તો ઇસુપર કુરબાન કરતે. અમે પણ તેના નામપર કુરબાન થવા તઇયાર છીએ.

**પાદરી**—શાબાશ. શાબાશ. ખુદાવંદે ઇસુ તમારી નેક નીયતોમ બરકત આપે. ધર્મિષ્ટ એવાજ સખી વજુદ હોય છે.



# પ્રકરણ ૯ મું

## દમિશ્ક સુલેહથી જીતવામાં આવ્યું.

ઈસ્લામના લડવૈયાઓએ સવારની નમાઝ પઢી. દમિશ્ક પર ઘેરો ઘાલવા માટે ખાલિદ બિન વલીદે સેનાના સરદારોના નામે એક ઢંઢેરો બાહર પાડયો. તેમાં જણાવવામાં આવ્યું હતું કે "દરેક સરદારે નિર્માણ કરેલા સ્થાનપર પોતાના તાબાની ટુકડી સાથે શહેરને જીતવા માટે હલ્લો કરવો અને શત્રુઓ ઘેરામાંથી નાસી નહિં જાય એની સાવચેતી રાખવી."

આ ઢંઢેરો બાહર પડતાંજ ચારે તરફથી શહેરપર હલ્લો કરવામાં આવ્યો. શહેરની કિલ્લાબંધ ભીંતોપર જે રૂમી રક્ષકો ચોકી કરી રહયા હતા તેમના પર બાણો છોડી તેમનો જીવ લીધો. કેટલાક રૂમીઓ જાબીઆ દરવાઝામાંથી નીકળી મુસલમાનો સામે લડવા લાગ્યા. પણ અબુ ઉબેદહ બિન જરરાહે એમની સામે ટકકર ઝીલી અને ખુબ શુરાતન દેખાડયું તેથી હલ્લો કરનારા રૂમીઓ હારી જઇ પાછા દરવાઝામાં ધુસી જઇ દરવાઝો બંધ કરી દીધો. બીજી તરફની રૂમી ફવજ પણ હિંમત હારી. તુમા અને હરબીઝીસ રૂમી સિપાઈઓને તેમનું પરાક્રમ દાખવવા જુસ્સાદાર ભાષણો કર્યાં પણ રૂમીઓ આગળ વધવા હિંમત કરતા ન હતા.

ઘેરો ઘણો સખ્ત નાખવામાં આવેલો હોવાથી ખોરાક વગેરે પહોંચાડવાના સઘળા સાધનો પણ બંધ થઈ ગયા હતા. આ ઘેરો લાંબા વખત સુધી ચાલુ રહયો તેથી ખોરાક ઘટવા માંડયું. અને પ્રજા તથા લશ્કર એક બીજાને ધીક્કારાની નઝરથી જોવા લાગી હતી. તેથી હરબા-ઝીસે મુસલમાનોના સેનાધિપતિ પાસે સુલેહનો સંદેશો કહાવી મોકલાવ્યો. ખાલિદ બિન વલીદે પયગામમાં જણાવેલી અરઝ સ્વિકારી નહિં. હલ્લો કરવાનું ચાલુજ રાખ્યું. એમ બે દહાડા વધુ વિતી ગયા. તુમાએ રૂમીઓને ઘણા અપશબ્દો સંભળાવ્યા તેઓ કાંઈ પ્રતાપ બતાવતા નથી તેના લીધેજ આપણી બરબાદી થાય છે એનો સ્વિકાર કર્યો.

ત્રીજા દહાડે શહેરના અમીરોની સભા ભરી અને સુલેહ કરવા વિષે

વાદવિવાદ ચલાવવા લાગ્યા. એ સભા રાત્રે ૯ વાગે ભરવામાં આવી હતી. તેના પ્રમુખે નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું.

" ભાઇઓ,

તમને માલુમ છે કે એક મહિનાથી આપણે કેવી મુસીબત અને મુશ્કેલીમાં સપડાયલા છીએ. અમોએ ઘણીવાર તુમાને મુસલમાનો સાથે સુલેહ કરવા માટે અરજ કરી પણ તેણે તે નહિં સ્વિકારતાં લડાઇનેજ સુલેહપર ઉત્તેજન આપ્યું છે અને લાયક શુરા જવાનોના પ્રાણ ખોયા. શું હજીપણ આપણને પોતાના હાથે બરબાદી ખરીદવાની ઝરૂર છે? જ્યારે અમે વારંવાર અઝમાવી ચુકયા છીએ કે મુસલમાનોની સામે હમેશાં હાર ખમવી પડે છે ત્યારે જો હવે આપણે શહેરના દરવાઝા બંધ કરી બાદશાહની મદદની વાટ જોઇએ છીએ તો જૂજ અમીરો સિવાય રંકો કે જેમની પાસે ગુઝરાન કરવા જેટલો ખોરાક નથી કેમ મદદ કરી શકીએ! અને તેમના જીવો કેમ બચાવી શકીએ! જો તેમ કરવા આપણે લાચાર છીએ અને ખચ્ચીત કાંઇ કરી પણ નથી શકતા, તો જોઇ લેશો કે સવાર થયા પહેલાં ગરીબ લોકો આપણી સાથે કેવું વર્તન કરશે! તમારી આંખો સામે ખાના જંગી અને માંહોમાંહિ લુટમારનો બાઝાર ગરમ થશે જેથી શત્રુઓની આશાઓમાં વધારો થશે અને તેઓ આપણી ઉપર હલ્લો કરશે, તો આપણે ન્હાસી શકશું નહિં, શત્રુઓ ફતેહમંદ થશે તો તેમની તલવાર અને આપણું ગળું હશે. તેથી આપણી ઝિંદગીનો આધાર શત્રુની દયા ઉપર આવી અટકશે. આ બધું અનુસરી લઇ જો તમને તમારી પર વ્હાલ હોય, અને તમારી અવલાદની સહી સલામતી ચાહતા હો, તો ગફલત કરતા મા. તુમાના બડબડાટ પર લક્ષ આપતા ના, તે કદી પણ રૂમીઓનો મિત્ર થનાર નથી. તે તો રૂમી રાક્ષસ છે. જે તમને અને તમારી અવલાદને દેશપર ભેટ ચઢાવવા માગે છે. અત્રે તે કમઝોર છે એ માટે આપણી સખત વાતો સાંભળે છે. તેના વચનોપર ભરોસો કરતા નહિં. જ્યારે સરકારી મદદ આવી પહોંચશે ત્યારે તે શહેરવાળાઓને કાંઇ ગણકારશે નહિં. આ તો માત્ર બચ્ચાઓને થાપ આપવા અને વખત ટાળવાનો કરાર છે જ્યારે તુમાને તાઝા લશ્કરની મદદ મળશે તો તે શત્રુઓને હરાવે તે પહેલાં શહેરવાળાઓ પર વિજળી બની તુટશે. આપણા કબઝામાં જે કાંઇ છે તે ખુંચવી લેશે, કેમકે તેની આંખો આપણાથી

બદલાયલી દેખાય છે. મારી સલાહ તો આ છે કે શત્રૂને મિત્ર બનાવો અને જોઈએ તે શરતોપર સુલેહ કરો."

એક ઘરડો ઇસાઇ—પ્રમુખ અને ગ્રહસ્થો, ખુદાવંદ યસૂના સોગન ખાઇ હું કહું છું કે પવિત્ર બાઇબલમાં લખેલું છે તેની રૂએ જે કવમ તમારી સામે લડે છે તેને તમે કદી હરાવી શકતા નથી. શહેનશાહ જો તેનું બધું બળ ખરચ કરી દે તો પણ સફળતા મેળવી શકશે નહિં કેમકે હઝરત મુહંમદ (સર્વે રસુલોના સરદાર) તે કવમના પયગંબર અને સરદાર છે. ખુદાવંદનો વાયદો સર્વ નબીઓની કિતાબોમાં લખેલ છે કે "તેમનો ધર્મ સર્વ ધર્મો અને તેમની કવમ સર્વે કવમોપર ચઢીઆતી થશે." સૌ બહાના તજી દો. મુસલમાનોને વશ કરવું અશકય છે. "અશકયની શોધમાં પડવું તે કુદરત સાથે લડવું છે." આ કવમ બીજી કવમોને ઝરૂર વશ કરશે. તેથી તે જે કાંઇ પણ માગે તે બધું પૂરૂં કરો તો શાંતિ અને સુલેહ તમારા ઘરોમાં ફરી વળશે.

હાઝર રહેલા લોકો—બુઝુર્ગ આલિમ, તમારા વિચારો અને ઉપદેશો સાથે અમે મળતા છીએ. તમો અમારી આગેવાની લેશો એવી આશા રાખીએ છીએ. કહો, કે સુલેહ કરવા માટે અમારે પહેલા શું કરવું જોઇએ ? કેમકે મુસલમાનોનો સરદાર ઘણો જકકી દેખાય છે. કાલનીજ વાત છે કે રોબીઝીસે સુલેહ કરવા અને જંગને મુલતવી રાખવા માટે પયગામ મોકલાવ્યો હતો જે તેણે માન્ય રાખ્યો નહિં બલ્કે હલ્લો કરી દીધો.

બુઝુર્ગ ઈસાઇ—બેશક, ખાલિદ બિન વલીદ લશ્કરના સેનાપતિ ઘણા કઠણ હૈયાના સાબિત થયા છે. પણ જાબીયહ દરવાઝા આગળ જે એક બુઝુર્ગ નામે અબુ ઉબેદહ બિન જર્રાહ છે તે વધારે નરમ દિલવાળા તથા સુલેહ પસંદ દેખાય છે. તેથી કવમનું ડેપ્યુટેશન જો એમની તહેનાતમાં જાય તો આશા છે કે મુશ્કેલી ઝરૂર મટવા પામશે.

હાઝર રહેલા—બુઝુર્ગ, ધાર્મિક પિતા, તમારી સલાહ ઘણી દુરસ્ત છે. અમને સુલેહ જોઇએ છે. તમેજ અમારા આગેવાન બનો. તમારીજ આગેવાની નીચે અમારૂં ડેપ્યુટેશન જાય તો કદાચ ખુદાવંદ અમારા કામોમાં બરકત અને સફળતા આપે. શું તમે અમારી અરઝ સ્વિકારી ઝિંદગી બચાવવાની મહેરબાની કરશો ?

**બુઝુર્ગ ધસાઇ**—હું કવમની સેવા બજાવવામાં મગરૂરી સમજું છું. તેથી હું તમારા કહેવા પ્રમાણે દરેક કામ કરવા તૈયાર છું. ખુદાવંદ આપણને નેક કામની તવફીક આપે.

**હાઝર રહેલા**—(ઘુંટણીએ પડી જઇ હાથ જોડીને) બુઝુર્ગ પાપા, તમારા આ બોલોથી અમે નવી ઝિંદગી મેળવવા આશાવંત થયા છીએ. અમે તમારી પ્રિતિનો આભાર કઇ રીતે માનીએ! (આમ કહીને બધાં ઝમીન ઊપર સિજદામાં પડી જાય છે.

**બુઝુર્ગ પ્રસાદ**—(દરેકના માથાપર હાથ ફેરવી) બસ, બસ, માથું ઉંચકો. હું આ યોગ્ય નથી. ખુદાની ઝાત સિજદાને પાત્ર છે. પવિત્ર બાઇબલમાં લખેલું છે કે "માણસ ઝાતને સિજદો કરવો હરામ છે."

બધા માણસો પોતપોતાની જગ્યાપર બેસી ગયા. અને ડેપ્યુટેશનના મિમ્બરોની ચુંટણી કરવા લાગ્યા. સર્વ કવમમાંથી ૧૦૦ ગૃહસ્થોની ચુંટણી થઇ અને તેનો સરદાર તેજ બુઝુર્ગ પાપા નીમાયા. આખરે આ ડેપ્યુટેશન સુલેહનો વાવટો ફરકાવતો જાબીયહ દરવાજા તરફ ગયો. ચંદ્ર તેજ ફીકું પડી ગયું હતું. વાદળી આકાશપર તારા ઝગઝગી રહયા હતા. મરયમના કનીસાની ઘડીયાળે એકનો ટકારો વગાડયો.

અબુઉબેદહ બિન જર્રાહના હુકમથી મુસલમાનોની એક ટોળી રાત્રે ઓચીંતો હુમલો કરવાની તૈયારી કરી રહી હતી જે એનો સરદાર આમિર બિન તુફૈલ નીમાયા હતા. એકાએક કમાડ ખુલ્યું એથી એ ટોળી દીંગ થઇ દરવાઝા ભણી જોવા લાગી કે જોઇએ હવે શું થાય છે. દરવાઝામાંથી કોઇ હુમલો કરવા નીકળે એ બદલ એક મોટો અવાઝ બોલાતો સંભળાયો હતો.

"ઓ! અરબબિરાદરો, અમને સુલેહશાંતિના રસ્તાપર ચાલવાની રજા આપો."

**આમિરબિન તુફૈલ**—તમે કોણ છો?

**આવાઝ**—અમો કવમ તરફથી દરખાસ્ત લઇને આવ્યા છીએ.

**આમિર**—ઝરા સબર કરો. હું તમારો સંદેશો અમારા સરદારની ખિદમતમાં મોકલાવું છું. દરખાસ્ત મંજુર થતાં તમારો આદરસ્તકાર કરવામાં આવશે.

હઝરત આમિરે અબુહુરેરહ મારફત આ સંદેશો અબુઉબેદહ બિન-

જર્રાહની ખિદમતમાં કહી મોકલાવ્યો. અબુઉબૈદહ આ સંદેશાથી ઘણા ખુશ થઇ ગયા. અને ફરમાવ્યું કે અલ્લાહ તઆલા મુસલમાનોને જંગની મહેનતના બદલામાં આરામ આપવા ધારે છે એમ દેખાય છે. તેઓએ સંદેશાનો જવાબ મોકલાવ્યું કે "કવમના પ્રતિનિધિયોને કહો કે તમને અમારા તરફથી અમાન છે જ્યાંસુધી શહેરમાં તમો પાછા ન ફરો. અબુ હુરૈરહ આ જવાબ સાંભળી લઇ તે ડેપ્યુટેશનને કહી સંભળાવ્યુ હતું કે "સુલેહ શાંતિ ચાહનારાઓને અમારા તરફથી અમાન છે. વગર બીકે આવી જાઓ."

આવાઝ–તમે કોણ છો ? હઝરત મુહંમદ (સ૦) ના સહાબીઓમાં તમારો દરજ્જો કેવો છે ? કે અમે તમારી વાતપર ભરોસો કરીએ.

અબુહુરૈરહ–હું રસૂલુલ્લાહ (સ૦)નો સહાબી છું અમો વચન ભંગ કરી શકીએ નહિં. જો અમારામાંનો એક નોકર પણ વચન આપી દે તો તેની જોખમદારી બધી ફોજના માથાપર આવી પડે છે, કેમકે ખુદા પાકે કલામે મજીદમા કહ્યું છે કે "વચન પાળો કેમકે વચન સંબંધી તમને (આખિરતમાં) સવાલ કરવામાં આવશે." આ તો ખુલ્લી વાત છે કે અજ્ઞાનતાના સમયમા વચનની જોખમદારીને સારી પેઠે જાણતા હતા, પણ અત્યારે તો અલ્લાહ તઆલાએ પોતાના રસુલ મારફત અમોને સુધાર્યા છે. તો એમ કેમ બની શકે કે અમો વચન નહિં પાળીએ ! અને આપેલ વચન તોડવાની હિંમત કરીએ !

દરવાઝો ઉઘાડવામાં આવ્યો. કવમનુ ડેપ્યુટેશન બહાર આવ્યુ. તેજ બુઝુર્ગ પાયા સમોઅલ નામે તેની આગળ હતો. સઘળાઓના ગળામાં સલીબ લટકાવેલી હતી. કમરે કાળો રેશમી ચોટકો હતો. અને લાંબા ઝભ્ભા પહેરેલા હતા જ્યારે ઇસ્લામી કેંપ નઝદીક આવ્યા ત્યારે મુસલમાનોએ એમની સલીબો અને જનોઇઓ જુદી કરી દીધી. હઝરત અબુ ઉબૈદહ-બિન જર્રાહ ડેપ્યુટેશનને માન આપવા ઉભા થઇ ગયા. અને હસ્તે ચહેરે એનો સત્કાર કર્યો. ને સર્વ શરણાગત ઇસાઇઓને તંબુમાં બેસાડયા.

અબુઉબૈદહ—અમારા નબી (સ૦) એ ફરમાવ્યું છે કે "જ્યારે કોઇ કવમનો સરદાર તમારી પાસે આવે ત્યારે તમે તેને માન આપો."

સમોઅલ–તમારા અખલાકને સાંભળ્યા પ્રમાણેજ અમોએ જોયું. મે આકાશી પુસ્તકમાં તમારા નબી મહંમદ (સ૦) નો હેવાલ વાંચ્યો

છે કે તેમના અખલાક ઉત્તમ હશે. અને આદતો તારીફ લાયક. એમનાજ નમુના રૂપી તમે છો. એજ સારૂ અમે તમારી તહેનાતમાં આવ્યા છીએ. આશા છે કે તમે અમારી દરખાસ્ત મંઝુર કરશો.

કવમની પહેલી અરઝ આ છે કે અમારા દેવળોનું રક્ષણ કરવું. ખાસ કરીને કનીસે બહયા (હાલમાં જુમા મસ્જિદ) દમિશ્કા કનીસએ મરયમ, લુલુસ, જનીબા શકાત, સુકબીબલ, અલુઝીયા, કરનારી વગેરે દેવળો પર કબઝો કરવામાં આવે નહિં.

અબુઉબેદહ—મને તમારી દરખાસ્ત મંઝુર છે. એવી શરતે કે ઉપર જણાવેલા દેવળોને રાજદ્વારી બાબતોથી દૂર રાખવામાં આવે.

સમોઇલ બીજી શરત આ છે કે તમા અને હરબીઝી જે શહેરના હાકિમ છે, તેમની સાથે કવમની પણ મિલકત અને જીવ તથા સરસામાનપર હાથ નાખવામાં આવે નહિં. કવમમાંનો જે કોઇ શહેરમાં રહેવા માગે તેને રહેવા દેવો અને જે નીકળવા ચાહે તેને જવા દેવો.

અબુઉબેદહ—ઇન્શાઅલ્લાહ એજ પ્રમાણે થશે.

સમોઇલ—જો અમારી શરતો કબુલ હોય તો અમને એક કરારનામું લખી આપવું જોઇએ કે જેથી અમારી કવમ નાસીપાસ થાય નહિં અને તે દેખાડી અમે કોમને દિલાસો આપી શકીએ.

અબુઉબેદહએ તરતજ એક કરારનામું લખી કાઢયું. પણ તેની ઉપર સહી કરી નહિ કે શાહિદી આપી નહિં. કેમકે પહેલા ખલીફાના હુકમથી તેમને સેનાપતિના ઓધાપરથી બર તરફ કરવામાં આવ્યા હતા, અને તેમની જગાપર ખાલિદ બીન વલીદને મુકર્રર કરવામાં આવ્યાં હતા. એજ કારણ હતું કે અત્રે તેઓ મુસલમાનોની પોલિટિકલ બાબતોમાં કાંઇ દખલગીરી કરવા ચાહતા ન હતા. કરારનામું ડેપ્યુટેશનને સપુર્દ કરવામાં આવ્યું, અને તે શહેર તરફ પાછું વળ્યું. સવાર થયાં પછી અબુઉબેદહ પણ સહાબીઓની જમાઅત સાથે કરાર પ્રમાણે શહેરમાં દાખલ થયા હતા.

જાબીયહ દરવાઝા પર તો આ સુલેહ ભરેલું કામ થયું પરંતુ પૂર્વ દરવાઝા તરફ તો ઇસ્લામીઓ અને રૂમીઓ વચ્ચે જંગ મચ્યો હતો. રૂમીઓ પણ પૂરી બહાદુરીથી મુકાબલો કરી રહયા હતા એજ જંગમાં ઉમર આસના ભાઇ હઝરત બિન સઇદ પૂર્ણ પરાક્રમ કરી જન્નતે રવાના

થાય છે. મુસલમાનો એમને તુમા દરવાઝાની પાસે દાટી દે છે. રાતના બે વાગી ગયા હતા કે પૂર્વ દરવાઝાની ફસીલમાં એક ગાબડું પાડી એક પાદરી બહાર નીકળે છે. મુસલમાનો તરત તેને કેદ કરી સરદાર પાસે લઇ જાય છે.

ખાલિદ—પાદરી સાહેબ તમે કોણ છો? અને શું ગરજ રાખો છો?

પાદરી— મારૂં નામ યુશા મરકસ છે. મેં દાન્યાલની ચોપડી "મુકાશફાત" વાંચી છે. તેનાથી મને ખબર પડી છે કે "નબી મુહમ્મદ (સ૦)ના સહાબીઓ શામ (સીરીયા) સર કરશે. અને તેમનો ધર્મ સર્વ ધર્મો પર જીત મેળવશે."

આજ સબબે હું મારા કુટુંબને કાંઇ ખબર આપ્યા વિના અહીં આવ્યો છું અને અરઝ કરૂં છું કે મારા કુટુંબીઓને રક્ષણ આપો.

ખાલિદ—(યુશાના માથા પર હાથ રાખીને) તને અને તારા કુટુંબીઓને અમાન આપું છું પણ એવી શરતે કે તારા તરફથી કાંઇ દગો નહિં રચાય.

યુશા—તમારા અને મારા વચ્ચે ખુદાવંદ શાહિદ છે. હવે વાર લગાડો મા. મારી સાથે તમારા માણસોને મોકલો કે દરવાઝો ખોલવામાં આવે અને તમે અંદર ક્ષેમ કુશળ દાખલ થઇ શકો.

ખાલિદ—(૧૦૦ મુસલમાનોને ચુંટીને) ઓ ખુદાના નામપર પ્રાણ કુરબાન કરનારા! માલને લુટાવનારા અને ખરચ કરનારા! આ પાદરી સાથે અલ્લાહનું નામ લઇને જાઓ. શહેરમાં દાખલ થતાંજ તકબીરોના અવાઝોથી શત્રુઓનાં દિલ કંપાવો. અને દરવાઝાની ઝંજીરો કાપી દરવાઝો ઉઘાડો.

એક ઘોડે સ્વાર—(આગળ વધીને, સરદાર સાહેબ શું હું પણ આ ચુંટાયલી જમાઅત સાથે જાઉં? અને ખુદાની રાહમાં મારાથી જે થઇ શકે તે કરી બતાવું?

ખાલિદ—(ઘોડે સ્વાર તરફ નઝર કરી, યુનુસ, તમે પણ જવા માગો છો કે? દમિશ્કને સર કરવામાં શામિલ થવા ચાહો છો કે! જો એમ હોય તો તમે પણ જાઓ ખુદા સહાય કરશે. યુનુસ આભાર

માનીને ઘોડો બાંધી દે છે અને જમાઅત સાથે કૂચ કરી જાય છે. સુશા મુજાહિદોની જમાઅતને સાથે લઇ પોતે જે રસ્તેથી આવ્યો હતો તે રસ્તે-થી તેમને શહેરની અંદર થઇ જાય છે. એ રાત માહે જમાદિયુલ આખિર સ. હી. ૧૩ ની ૧૧ મી તારીખની રાત હતી કે જેમાં પહેલા ખલીફા હઝરત અબુબકર સિદ્દીક (૨૦) મદીનહમાં આ ફાની દુન્યાથી જન્નતે સંચરે છે. એજ રાત્રે દમિશ્ક પર ફતેહ મેળવવાની કોશિશ થાય છે. રાતના ત્રણ વાગે મુસલમાનો હથીઆરોથી સજ્જ થઇ સુશાના મકાનમાંથી યાહોમ બહાર નીકળે છે. શહેરની વસ્તી તો ઉંઘ લઇ રહી છે પણ કેટલાક ચોકીદારો ફસીલપર શત્રુઓની તપાસ કરતા દેખાય છે. ત્રણ ટકોરા વાગતાંજ કઅબ બિન ઝમરાએ પૂર્વ દરવાઝાનું તાળું તોડયુ અને તકબીર બુલંદ આવાઝે કહીને દરવાઝો ઉઘાડી દીધો. ખાલિદ બિન વલીદ સર્વ લશ્કર સાથે તકબીરનો જવાબ તકબીરમાંજ આપીને દરવાઝામાં દાખલ થયા. રૂમી સિપાહઓ ગભરાઇ ગયા, કે આ શોરબકોર શાનું ? મુસલમાનો કિલ્લામાં દાખલ થયાની હકીકતથી માહિતગાર થતાં તેઓ નાસ ભાગમાં પડયા. ખાલિદ બિન વલીદ અને તેમના સાથીઓ બરાબર તલવાર ચમકાવી રૂમીઓને કતલ કરવામાં રોકાઇ ગયા હતા. અને સરદારોને કેદ કરી રહ્યા હતા. ખાલિદ બિન વલીદ પોતાના સાથીઓ સાથે આગળ વધતાં વધતાં જયારે કનીસએ મરયમ સુધી જઇ પહોંચ્યા ત્યારે સામેથી અબુ ઉબેદહને લશ્કર સાથે સહી સલામત આવતાં જોઇ તેઓ દંગ થઇ ગયા. કેમકે તેઓ કોઇને કતલ કરતા ન હતા કે કોઇને પકડતા નહતા અને પાદરીઓ તથા ઇસા-ઇઓની એક જમાઅત તેઓની સાથે સાથે ચાલતી હતી.

અબુઉબેદહએ ખાલિદ બિન વલીદને જોયા તો તે ઘણા ગુસ્સામાં ભરાયલા હતા અને તેમના ચહેરાપર નારાઝી તથા નિર્દયતાના ચિન્હો દેખાતા હતા.

**અબુ ઉબેદહ**—અમીરે લશ્કર ! આ હું શું જોઇ રહયો છુ ? મેં તો દમિશ્કને સુલેહથી સર કર્યું છે. અલ્લાહ તઆલાએ મુસલમાનોને જંગથી બચાવી લીધા છે.

ખાલિદ—(ગુસ્સામાં) સુલેહ શી વસ્તુ છે ? ખુદા એ ઝાલિમો પર રહમ ન કરે. અમોએ તલવારથી એ શહેર ફતેહ કર્યું છે ? હવે એ

અલ્લાહના શત્રુઓનો કોઇ સહાયક નથી રહ્યો. એઓની સાથે સુલેહ કેમ કરીએ ?

અબુ ઉબેદહ—ઓ અમીર ખુદાથી ડરો. ખુદાના સોગન ખાઇને હું કહું છું કે મેં કવમ સાથે સુલેહ કરી છે. હવે કંઇ બીજું થઇ શકતું નથી.

ખાલિદ—તમોએ સુલેહ કરી એની કાંઇ દલીલ !

અબુ ઉબેદહ—મારૂં લેખિત કરારનામું ઇસાઇ જમાઅતના આગેવાન પાસે છે.

ખાલિદ—તે વિષે હું કાંઇ જાણતો નથી. મારી સલાહ વગર તમોએ સુલેહ કેમ કરી ?

હું તમારો સરદાર બનાવવામાં આવ્યો છું માટે હું તમારા કોલકરારને માન્ય રાખતો નથી અને ત્યાંસુધી તલવાર મ્યાનમાં કરીશ નહિં, જ્યાં સુધી શત્રુઓનું ધાણ ના કાઢું !

અબુ ઉબેદહ—ખુદાની કસમ. મને ખબર નહીં હતી કે તમે મારી વિરૂધ્ધતા કરશો. નહિ તો આમ કોલ કરાર કરતે નહિં. અને તમને ખુદાનો વાસ્તો પણ આપતે નહિં. આ બધું છતાં હવે મારૂં વચન તોડી શકાય નહિં; મેં પોતાના જોખમે કોમને શરણ આપ્યું છે. એથી દમિશ્કના રહેવાસીઓ ખુદાની પનાહમાં આવી ગયા છે. મારી મસલતનું સચોટપણું મારા સાથીઓ સાબિત કરી શકશે. અમારૂં કામ દગાબાઝી નથી. ઓ સરદાર ! અલ્લાહ તમારી ઉપર રહમ કરે. મુસલમાનો તમને રસૂલુલ્લાહની કસમ છે. તમારા હાથો તે ખુનરેજી કરવાથી ખેંચી લો. આગળ વધતાં અટકો. જ્યાં સુધી મારી અને ખાલિદની વચ્ચે નિર્ણય ન થાય ત્યાં સુધી સબર કરો.

અબુ ઉબેદહનો આ આવાઝ સાંભળી મુજાહિદો ખુનરેજી કરતા થોભ્યાં. અને સઘળા સરદારો અબુ ઉબેદહ તથા ખાલિદની આસપાસ ફરી વળ્યા અને મુજાહિદો પોતપોતાની જગ્યાપર ઉભા રહી ગયા.

બંને ઇસ્લામી સરદારો વચ્ચે કનીસએ યહયામાં મસલતની એક

મજલિસ ભરવામાં આવી હતી. મઆઝ બિન જબલ અને યઝીદ બિન અબી સુફયાએ ઉભા રહીને નીચે પ્રમાણે કહ્યું:—

"મુસલમાનો, આજ ઠીક છે કે આપણે બધા અબુ ઉબેદહની તાબેદારી કરીએ. તેઓની સુલેહને સુલેહ સ્વિકારીએ. રૂમીઓને કતલ નહિં કરીએ કેમકે અમારે માટે એમાંજ બહતરી છે. યાદ રાખો, આપણને સીરિયાના દેશમાં ત્રણે આઘે જવું છે. જો આપણા તરફથી લેશમાત્ર પણ દગાબાઝી ઝાહિર થશે તો કોઇ શહેર સુલેહથી જીતી શકાશે નહિં. હીરકલ અમનતા કયદમાં મવજૂદ છે. જો આપણા વચન ભંગની ખબર તેના કાને પહોંચશે તો તે કોમને જુદી જુદી રીતે ઉશકેરી આપણા વિરૂધ્ધ ઉભા કરી દેશે. વખત અનુસર વાત આજ છે કે આપણે બધા લોકોને આપણી સુલેહમાં ભેળવી લઇએ. કોઇને કોઇ પ્રકારની ઇજા નહિં પહોંચાડીએ. અત્યાર સુધી ખાલિદ તલવારના પ્રતાપે જે જીત્યું છે તે તેના કબઝામાં રહે અને અબુ ઉબેદહ એ સુલેહથી જે મેળવ્યું છે તે તેમના તાબા હેઠળ રાખવામાં આવે. અને એક પત્ર ખલીફા સાહબપર લખી આ નાપસંદગીના કજીઆનો ફડચો કરનાર જવાબ મંગાવી તે મૂજબ અમલ કરીએ.

(હઝરત ઉમર ખિલાફતની ગાદીપર બિરાજતા હોવાથી એમના નામે એક કાગળ લખી બધી હકીકત જણાવી દેવામાં આવી હતી, અને જવાબ માગવામાં આવ્યો હતો. હઝરત ઉમર (ર.) એ કાગળનો જવાબ તુરત લખી મોકલ્યો હતો તેમાં ખાલિદ બિન વલીદને સેનાપતિના ઓહદ્દાપરથી બરતરફ કરી હઝરત અબુ ઉબેદહને તેમની જગાપર નીમવાનો ફરમાન કર્યો હતો. અને દમિશ્ક સુલેહથી ફતેહ થયું છે એમ પોતાનો મત દર્શાવ્યો હતો. એજ પત્રમાં વચન પૂરો કરવા પર કાયમ રહેવાનો ખાસ ઉપદેશ કરવામાં આવ્યો હતો.)

ખાલિદ—ઓ ઇસ્લામના હિતેચ્છુઓ! તમારો મત માન્ય રાખી

હું દમિશ્કવાસીઓને અમાન દઉં છું. પણ તુમા અને હરબીઝીસ અમાન થી વેગળા છે.

અબુ ઉબેદહ—ઓ અમીર ! અફસોસ એ બંને સરદારો પણ મારી જોખમદારીમાં આવી ગયા છે. જો મારા બદલ તમારી જોખમદારીમાં એ બંને હોત તો શું તેને ધકકો પહોંચાડત ! હું આપથી વિનંતિ કરૂં છું કે તમે મારી જોખમદારીને હલકી ના ગણો. તૂમા અને હરબીઝીસ શહેરમાંજ હતા અને સુલેહ આખા શહેર માટે કરવામાં આવી છે. હા, જો એ બંને શહેરથી બહાર હોત તો કોઇ જોખમદારી ન હોત. અને ન એ બેઉ સુલેહમાં દાખલ થાત.

ખાલિદ—ખુદાની કસમ. જો તમારી જોખમદારી વચમાં ન હોત તો હું આ બંને શત્રુઓને જે ખુદા અને ઇન્સાનીયતના દુશ્મનો છે કદી જીવતા મૂકતે નહિં. હું એ બંનેને ચેતવણી આપું છું કે તેઓએ શહેરમાંથી નીકળી જવું. અને મરઝીમાં આવે ત્યાં ચાલ્યા જવું.

અબુ ઉબેદહ—બેશક, મેં પણ એવીજ શરતપર સુલેહ કરી છે.

તુમા અને હરબીઝીસ—(જે કેદી તરીકે ત્યાંજ ઉભેલા છે).

"ઓ અમારા મહેરબાન, શાંતિ અને સુલેહ પાથરનાર અરબ બિરાદર અબુ ઉબેદહ ! જો તમારો સાથી ખાલિદ બિન વલીદ અમારી સાથે દગો રચી અમને દેશ નીકાલની શિક્ષા કરતા હોય તો યાદ રાખવું જોઇએ કે અમે અને શહેરવાળા સઘળા સુલેહમાં બરાબર છીએ. ત્યારે અમોને કેમ લાચાર કરી કાઢવાની કોશિશ કરવામાં આવે છે ? શું એનો અર્થ આ નથી કે જ્યારે અમે શહેરથી બહાર નીકળતાંજ અમે તમારી જોખમ-દારીમાંથી નીકળી જશું.

અમે અમારા માર્યા ગયલા લોકોના ખુનના બદલાની માગણી નથી કરતા. માત્ર એટલીજ અરઝ કરીએ છીએ કે અમને અહીંઆંથી નીકળી જવા માટે પુરતો વખત મળવો જોઇએ અને અમારા સાથે કોઇ પ્રકારનો દગો નહિં રચવામાં આવે.

ખાલિદ–ખાત્રી રાખો. અમે કાંઇ દગો કરીશું નહિં તમે અમારી જોખમદારીમાં એજ પ્રમાણે છો જેવી રીતે કે અબુ ઉબેદહની જોખમદારીમાં હતા. તમે જેમ ચાહો તેમ જઇ શકો છો. જય સુધી દમિશ્કના ઇલાકામાં રહેશો ત્યાંસુધી અમારી જોખમદારી અને અમારી હકુમતથી નીકળી બીજી હકુમતમાં જશો તો અમારી જોખમદારી બાકી રહેશે નહિં.

તમા અને હરબીઝીસ–અમને એમ કરવા માટે ત્રણ દહાડાનો વખત મળવો જોઇએ. એ અરસામાં અમારી પુંઠ પકડવી નહિ. આ મુદ્દત વિત્યા કેડે અમે તમારી જોખમદારીમાંથી બહાર થઇ જશું તે બાદ જે કોઇ અમને પકડે અમે તેના ગુલામ. તેની મરજીમાં આવે તેમ અમારી સાથે વર્તે. એ માણસને એનો અખ્તિયાર રહેશે.

ખાલિદ–હું તમારી આ દરખાસ્ત પણ મંઝુર કરૂં છું. પણ એવી શરતે કે પોતાની સાથે ખોરાકી સિવાય કંઇ નહિં લઇ જવું.

અબુ ઉબેદ–સુબહાન અલ્લાહ–તમારી આ શરતથી તો વચન ભંગ થાય છે.

ખાલિદ–કેમ ?

અબુ ઉબેદહ–મેં કરારનામું લખી આપ્યું છે કે જે કોઇ અહીંથી જવા માગે તે પોતાનું સર્વસ્વ સાથે લઇ જઇ શકે છે. તેના સરસામાનમાંથી ફુટી બદામની કીંમતની ચીઝ પણ અટકાવવામાં આવશે નહિં. એઓ સરસામાન સાથે જાય તો આપણો વઅદો પળાયલો કહેવાય.

ખાલિદ–વારૂ, તેઓને સર્વસ્વ તો લઇ જવા દઇશ પરંતુ હથીઆરો સાથે લઇ જવા દઇશ નહિં.

હરબીઝીસ–ઓ અરબના સરદાર, તમારી મહેરબાનીઓ માટે અંતઃકરણથી આભારી છીએ. પણ આ વિચારવા જેવું છે કે મુસાફરીમાં હથીઆર વિના નીકળીએ તો રસ્તામાં કેવી કેવી આફતોનો મુકાબલો કરવો પડે એની શું ખબર ! ત્યારે જો હથીઆરબંધ હોઇશું તો પોતાનું રક્ષણ કરી શકશુ નહિં તો અમે તમારા કાબુમાં છીએ. જે જોઇએ તે કરો.

અબુ ઉબૈદહ—મારૂં કહેવું તો આ છે કે દરેક માણસને એકેક હથીઆર લઈ જવાની રજા આપવી જેમકે જે કોઈ તલવાર લે તો બાણ અને ધનુષ ન લે અને જે નેઝો રાખે તો છરી વગેરે હથીઆરો ન લે.

તૂમા—અમને આ શરત કબુલ છે. અમારા પૈકી દરેક જણ એકેક હથીઆર લેશે. કરારનામું લખી આપો કેમકે ખાલિદ બિન વલીદથી અમને બીક લાગે છે.

અબુ ઉબૈદહ—(ગુસ્સામાં) ચુપ રહે. અમે અરબ છીએ અમે દગો રચવાનું કામ જાણતા નથી. જુઠું બોલવું અમારામાં હરામ છે. ખાલિદ બિન વલીદનો વઅદો સાચો અને મઝબુત વાયદો છે. ધરતી કંપી શકે છે પણ એમનો વાઅદો ફરી શકશે નહિ. તેઓ જે કાંઇ કહે છે, સત્ય છે, કેમકે તેઓ સત્યવાદી તરીકે પ્રસિદ્ધ છે.

અહીંઆ તો આ મામલાઓનો ફડચો થઇ રહયો હતો પણ બીજી બાજુએ યૂનુસ તેની વહાલી મરયમની શોધ કરી રહયો હતો તે પહેલાં કનીસાના દરવાઝામાં થઇ ઇદરીસના ઘરમાં શોધખોળ કરી પરંતુ તેનો કાંઇ પતો લાગ્યો નહિં. બીજો કોઇ પણ ત્યાં દેખાયો નહિં. મુહલ્લાવાળાથી પૂછપરછ કરી તો એટલું મઅલુમ પડયું કે મરયમ ધણીની જુદાઇમાં દેવળની દાસી બની ગઇ છે, અને કનીસએ મરયમમાં રહે છે. કેમકે તેણીએ સંસાર ત્યાગ કર્યો છે. તેના માત પિતા તો આજે ઇસ્લામીઓની ચઢાઇની ખબર સાંભળી સવારથી કયાંએ નાસી ગયા છે. યૂનુસ કનીસા તરફ ગયો. દેવળમાં જઇ પુછયું તો એક સ્ત્રી તરપ ઇશારો કરી એમ કહેવામાં આવ્યું કે એજ મરયમ છે. તેણીએ પાદરીઓ માફક વષ ધારણ કર્યો હતો, અને ઘણી ચુપકીદી પકડી એક ખુણામાં શોકાતુર ઉભી રહેલી હતી. યુનુસે તેના ચહેરા ભણી નઝર કરી તો તે મરયમ છે. એમ ઓળખી લીધું. પરંતુ મરયમે યૂનુસને ઓળખ્યો નહિં કેમકે અત્યારે યૂનુસ અરબી પોષાક પહેરેલો મુસ્લિમ લડવૈયો દેખાતો હતો. મરયમે તેને બે ત્રણવાર જોયો અને પછી પોતાના કામમાં રોકાઈ ગઇ.

યુનુસ—વ્હાલી તું મને થોડા દહાડામાંજ વિસરી ગઇ જો કે હું હમણા સુધી તારી શોધ કરનારો છું. હે રૂપવંતી તને સંસાર ત્યાગ કરી પાદરી થવા કોણે કહયું!

મરયમ—હું નથી સમજી સકતી કે તમે કોણ છો! અને તમને મારાથી શી ગરઝ! યુનુસ અહીં કયાં! તેતો અરબોના હાથે માર્યો ગયો હશે. શું તમે યુનુસની આત્મા છો કે હું સ્વપ્નો જોઇ રહી છું! ખુદાના વાસ્તે તમે અહીંથી ચાલ્યા જાઓ. મારો વ્હાલો યુનુસ દુનીયામાં આવી શકતો નથી. કદાચ મારા વીરો મને દગો દેતા હોય! દૂર દૂર હવે મને સંસારથી કાંઇ સંબંધ નથી.

યુનુસ—વ્હાલી મરયમ આ તું શું કહી રહી છે. હું પોતે યુનુસ છું. અરબોએ મને માર્યો નથી. હું જીવતો છું. તમારી સામે ઉભો છું. શું હવે પણ નથી ઓળખી શકતી! હું તને આવી ઝિંદગી ગુઝારવા દઇશ નહીં. તું હવે મારી છે. આ સાંભળીને ખુશ થશે કે મેં બાતિલ ધર્મનો ત્યાગ કર્યો છે. અને સાચો ધર્મ સ્વિકારયો છે. મને ખાત્રી છે કે તું પણ મારી પુઠે ચાલશે.

મરયમ—અહાહા, શું તમે તેજ યુનુસ! મારા પ્યારા યુનુસ જેની જુદાઇમાં મ્હેં મારા આત્માને બાળી નાંખ્યો છે પણ આહ હું આજે તમારાથી છુટો છેડો કરૂં છું કેમકે તમે મારા લાયક નથી રહયા અને ન હું તમારા યોગ્ય રહી છું. તમોએ જીવની બીકથી બાપદાદાને ધર્મ છોડી દીધો. આહ આ કીયામતના દિવસે ખુદાવંદ યસુને જવાબ શું આપશો!

યુનુસ—વ્હાલી આ તારૂં તઅસ્સુબ છે જે તને મારાથી જુદો કરી રહયો છે. ખુદાની કસમ મેં પ્રાણની બીકથી નવા ધર્મનો સ્વિકાર કર્યો નથી બલ્કે સારી રીતે પારખીને ઇસ્લામ મેળવ્યો છે. કેમકે આ સાચો દીન છે. જો તું મારી સાથે ચાલે તો હું તારા બધા વહેમો દલીલોથી દૂર કરીશ. અને તને સીધો માર્ગ દેખાડવાની કોશિશ કરીશ.

મરયમ—નહિં નહિં તમે એવફા છો જેણે પોતાના બાપીકા ધર્મથી વફા નહિં કરી તે મારી સાથે શું વફા કરશે. ખુદાવંદે યસુની કસમ ! હવે હું તમારી થઇ શકતી નથી અને તમે મને મેળવી શકતા પણ નથી.

મરયમ આ પ્રમાણે કહી ત્યાંથી ચાલતી થઇ. યુનુસ સ્તબ્ધ થઇ છાનો માનો ઉભો રહયો.



# પ્રકરણ ૧૦ મું

## તુમા અને હરબીસનું દેશનિકાલ.

નિકલના ખુલ્દસે આદમકા સુન્તે આયથે લેકિન,
બહોત બે આબરૂ હોકર તેરે કુચેસે હમ નિકલે.

તુમા અને હરબીસ જે આજથી બે દહાડા પહેલાં દમિશ્ક અને તેના આસપાસના ગામોના સ્વતંત્ર અધિકારી હતા, આજે તે બેઉ ઘણી બેઆબરૂ થઇ જમાઅત અને દેશથી વિદાય થઇ રહયા છે. એઓની આ હાલતનું જેટલુ અવલોકન કરીને જોવામાં આવે, રાજય, અને સત્તા પર ગર્વ કરનારા લોકો માટે પાઠ લેવા જોગ છે. એજ પડતીની અવસ્થાને રબ્બુલ આલમીને પોતાના કલામમાં નીચે પ્રમાણે ચીતર્યું છે.

"કહો, યા અલ્લાહ ! (બધા) દેશોના સ્વામી ! તું જેને ચાહે છે (તેને) દેશ આપે છે. અને જેનાથી ચાહે છે (તેનાથી) દેશ છીનવી લે છે. જેને ચાહે છે આબરૂ આપે છે અને જેને ચાહે છે બે આબરૂ કરે છે, તારાજ હાથમાં ભલાઇ છે; તુંજ સર્વ શકિતમાન છે."

રૂમ જેવું સંગીન રાજયનું અરબ જેવી જંગલી નિર્બળ કવમના હાથે પાયમાલ થવું એ કેવું આશ્ચર્યકારક બનાવ છે ? જો એને પોલિટિકલ ચમત્કાર કહીએ તો કાંઇ ખોટું કહેવાય નહિં. સ. હી. ૧૩ ની પહેલા કોણ ધારી શકતો હતો કે સીરિયાનું દેશ અરબોની નાની ટોળીના ઘોડાઓથી પાયમાલ થશે ? હરકલ જેવા શૂરા બાદશાહ અને તેના શૂરા સિપાઇઓ અને નિડર ઉમરાવોને કદી એ દહાડો જોવાનું નસીબ થશે, કે દારૂણ યુદ્ધમાં સેંકડો મસ્તકો ખુનમાં ખરડાયલા નઝરે પડશે અને શહેરના દોલતમંદો કે ઉમરાવોને ગાંસડી પોટલી સાથે શહેરથી રૂખસદ થવું પડશે? તે પણ માત્ર શત્રુની રહેમદિલીના કારણેજ ! શું એવી ઉથલપાથલ ચમત્કારી રંગ લીધા વગર થઇ શકે છે ? દુનિયાના લોકોએ વિચાર કરવો. જોઇએ કે દુનિયાના કોઇ રાજયની ઉથલપાથલ પ્રજાસત્તાક રાજય અથવા અમુક સબબ વગર કદી ઝાહિર થઇ શકતી નથી.

પાદશાહોનું પદભ્રષ્ટ થવું, સલતનતનું નાશ પામવું, વગેરેના સબબો અંદર અંદરજ કામ કરે છે, સત્તાનું ધરેણું જયારે ગર્વ આશ્ચર્ય માત્ર રહી જાય છે અને પ્રજાના હકોપર ત્રાપ મારવામાં આવે છે તેની માગણીઓની કાંઇ દરકાર કરવામાં આવતી નથી, ત્યારે પ્રજાના દિલોમાં હેત પ્યારના બદલે સત્તા વિરૂધ ગુસ્સો અને દિલગીરી ઉછળી પડે છે, તે એક ક્ષણમાં ભડકી ઉઠે એવો પદાર્થ હોવાથી જયાં સત્તા નબળી થવા લાગે છે કે તે તરત ભડકા સાથે ફાટી નીકળે છે અને સત્તાને ઉડાવી મુકે છે જો સત્તાની વીરૂધ લાગણી ધરાવનારાઓને દેશની અંદર લુટમાર કરવાને દાવ મળતો નથી તો પરરાજયની મદદના આધારે સત્તાના મહેલને તોડી પાડવામાં ફળીભુત થવાના રસ્તાની શોધમાં રહે છે.

રૂમની સત્તાની ઝુલમગીરી અને મગરૂરી ભરેલી પોલિસીએ ઘણું કરીને સિવાય જુજ માણસો કે જેઓ સત્તાની જુઠી તારીફ કરનારા હતા અને તેઓના ગુજરાનનું આધાર સત્તાના લખાણ કરવા પર હતું. એ સિવાય બાકીની બધી પ્રજા સત્તાથી રિસાયલી અને ગુસ્સે થઇ ગઇ હતી. માત્ર ધર્મની લાગણી કે જે સત્તા અને પ્રજા વચ્ચે એક હતી, અને તેજ કઠણ વખતમાં રીતની રૂએ પ્રજા અને સત્તામાં વીરૂધતાજ હતી. અરબો, જે એક નવી કેળવણી અને નવા સુધારા તથા નૈતિક ધરેણાથી શૃંગારાયલા હતા દુનીઆના પરદાપર ઝાહિર થયા. તેઓ પોતાની ખુશ રીત ભાત અને સારી ચાલ ચલણ તથા બહાદુરીના લીધે જયાં જતા હતા લોકો તેમને આવકાર આપતા હતા. શત્રુઓ તેમને "ભલે પધારો" કહી વધાવી લેતા હતા, અને તેમને પોતાના મિત્રો બનાવી લેતા હતા. દુનીઆના ખઝાના અરબોના પગોને ચુંબન લેતા હતા. પરંતુ તેઓ તો પરહેઝગારી અને પ્રમાણિકપણા પર દૃઢ મનથી સાબિત રહી જાઇઝ અને ના જાઇઝ પર ફત્વો આપતા દેખાતા હતા. અરબ જેટલી નાની કોમ સાથે નમ્ર હતું તેટલીજ ભારે કવમ પર તે બળવાન હતું. ઇસ્લામ અને ક્રિશ્ચીઅન વચ્ચેના શરૂઆતના બનાવો એકને માટે મગરૂરી ભરેલા અને બીજાને માટે વિલાપ કરાવનારા થયા.

આજે કોઇ તૂમા અને હરબીસના દિલથી અસ્થિતિ વિષે પૂછે જયારે કે તેઓ દહાડાના ૧૦ વાગે હીરકલના અનામત ખઝાનામાંથી રેશમી ઝરીના ૩૦૦ મણ ભારના લુગડા અને રોકડ તથા માલ શહેરની

બહાર એક રેશમી તંબુની અંદર લાવી મુકી શકયા, અને બીજા રૂમીઓ પણ લાખો રૂપીઆનું સર્વસ્વ પોતાના ઘરો બહાર લઇ આવ્યા. અને બધા કીમતી માલ સાથે દેશની બહાર જવા લાગયા. એ લોકોને ખાલિદ બિન વલીદે નીચે મુજબ શબ્દોમાં વિદાય કર્યાં હતા.

"ઓ અલ્લાહ આ માલ અમોને બક્ષિશ કર. તેને મુસલમાનો માટે ગનીમત કર."

પછી તે બધા પોતાના દેશને છેલ્લો સલામ કરી ત્યાંથી વિદાય થયા હતા. અને સાથેજ સુલતાનને પણ આખરી સલામ કર્યું હતું. તેઓ એક રાત અને દીવસ મુસાફરી કરી થાકી ગયા અને એક ડગલો પણ આગળ ભરી શકયા નહિં. તેથી એક લીલીછમ જગ્યા પર વિસામો લેવા બધાઓએ તુમા અને હરબીસને દરખાસ્ત કરી.

**તુમા**—હા, મારી પણ એજ મરઝી છે કેમકે તમે ૨૪ કલાક સુધી મુસાફરી કર્યાંથી થાકી ગયા છો. પણ મને બીક છે કે દુશ્મનો તમારી પુઠમાં ન હોય. બનતા સુધી અમોને ત્રણ દિવસમાં અંતાકીયહ સુધી પહોંચવું જોઇએ કે દુશ્મનોની પુઠમાંથી આપણે સહીસલામત બચી નીકળીએ.

**બધા માણસો**—સરદાર ! તમારી દુર અંદેશવાળી સલાહ મનન કરવા જોગ છે કેમકે તમે અમારી ભલાઇમાં છો. પરંતુ અમારા નાની વયના બચ્ચા અને નાતવાન મરદો તથા નબળી સ્ત્રીઓ વધારે ભુખમરા સફળ કરવાની તાકત રાખતા નથી. અમને બીક છે કે અમારી કોશિશ અમારા પ્રાણ ન લે.

**તુમા**—જો તમે હિંમત હારી ગયા છો તો ભલે આજે અહીંજ ઉતારો કરીયે અને સાંજે અહીંથી કુચ કરીએ.

તુમાના આ હુકમથી બધા સાથવાળાઓ તેજ લીલાછમ મુકામપર વિસામો લેવા ઉતાર્યા, એક નહેરના કીનારે પોતાનો સામાન મુકયો અને તંબુઓ ઉભા કરી ખાવા માટે ભોજન તૈયાર કરવા માંડયું. તુમા અને હરબીસના તંબુઓ રેશમી હતા તે ઘણી ઉંચી જગ્યાપર ઉભા કરવામાં આવ્યા હતા.

સવારના આઠ વાગી ગયા છે. તડકામાં રેતીની ટેકરીઓ દુરથી ઉંચી ઉંચી નઝરે પડે છે, આ મુકામથી શહેર અંતાકીયહ મંઝિલ બે મંઝિલ દુર હતું. તુમાનો ઇરાદો છે કે આ બે મંઝીલો સાંજ થયા પછી પુરી કરવામાં આવે જેરૂસલેમ અને દમિશ્ક જનારા કાફલા ઘણું કરીને અહીં આજ ઉતારો કરે છે. આજેજ એક ટોળી લાઝકયહ તરફથી આવતી નઝરે પડે છે. તુમા દૂરથી ઉડતી ધુળ પર દૃષ્ટિ કરી કહે છે કે તપાસ કરો સામે કોણ આવી રહ્યું છે! તપાસ કરતાં માલુમ પડયું કે તે ટોળી કોઇ વેપારી નહીં પરંતુ એક લશકર છે, જે સફીર બનાવવાના કામપર કયાંએ જઇ રહયું છે. એ લશકર નઝીક આવયું એટલે તેણે તુમા સાથે મુલાકાત લેવાનું ઇચ્છયું તુમાએ તરત મુલાકાત આપી હતી. તુમાની રજા મેળવ્યા પછી એક જુવાન માણસ તેની પાસે આવ્યો હતો જેની કમરે તલ્વાર, પીઠપર ઢાલ, અને માથાપર બખ્તર હતું તેણે ફોજી સલામ આપ્યા પછી એક સીલબંધ પત્ર તુમાના હાથમાં આપ્યું હતું. તેણે તેમને ખોલીને જોયું તો એક પાદશાહી ફરમાન હતું જેને તેણે વાંચ્યું અને ફરવીસને પણ વાંચી સંભળાવયું હતું જેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

## હુરકલ તરફથી ફરમાન.

અમોને તમારો પત્ર મળ્યો. અરબોનો ઘેરો કોમની કમઝોરી અને ફોજની નામરદાઇથી માહીતગાર થયો. તમોને જોઇએ કે હિકમતથી કામ લઇ સુલેહ કરવાના ઇરાદાથી દુર રાખો. જો બની શકે તો જંગને મુલતવી રાખવાની દરખાસ્ત કરો. અમે બહુ જલદી તમારી મદદે મોટી સેના મોકલીએ છીએ. ગભરાઇને દુશ્મનનો કબજો થવા દેતા નહીં.

તુમા—આપણો એમાં શો વાંક છે ? આપણે છેલ્લાં વર્ષ સુધી દુશ્મનનો મુકાબલો કર્યો હતો. અને કવમને સમજાવી હતી. કોનો કસુર ! આટલુંજ શું ઓછું છે કે આપણે અહિંઆ સુધી સલામત આવી પહોંચ્યા. પણ કવમજ દગો કરે અને દુશ્મનને ઘરમાં બોલાવે તો.

હરબીસ—બધું ખરૂં પણ જોખમદારી તો આપણી હતી ના ! કવમની કમઝોરી અને દગાખોરીની કોણ તપાસ કરે છે ?

તુમા—વારૂ, હવે કહો કે પાદશાહના ફરમાનને શું જવાબ આપવામાં આવે ! એવી રીતે લખવું જોઇએ કે પાદશાહ ગુસ્સે ન થાય અને આપણે પણ ગુસ્સાના ભોગ થઇએ નહી.

હરબીસ—મારી સલાહ તો એ છે કે જે કાંઇ બન્યું છે તે બધું અક્ષરે અક્ષર લખી મોકલવામાં આવે.

તુમા—જે થવાનું હતું તે થયું. તમેજ લખો, કે અમોએ લાઝકયહમાં ઉતારો કર્યો છે. જ્યાં સુધી તમારો વધુ હુકમ ન મળે ત્યાં સુધી અમે અહીંયાંજ પડયા રહીશું. અંતાકીયહ તરફ વલીશું નહિ.

આ ઉપરથી હરબીસે શાહી ફરમાનના જવાબમાં જંગ તો પુરેપુરો હાલ, અને સુલેહની તથા દેશનિકાલની ખુલાસાવાર વિગત લખી સફીરના હાથમાં તે પત્ર આપી તેને રવાનહ કર્યો. પછી સાંજે બધો અસબાબ બાંધી આગળ વધ્યા.



# પ્રકરણ ૧૧ મું.

## પુંઠ પકડવાની કોશિશ.

નિગાહે તલબસે છીનેંગે કહાં તક
કયામતમેં ભી હમ ઉન્હેં દેખ લેંગે.

યુનુસ–પોતાની વ્હાલીને ગુમાવીને મરયમના દેવળમાંથી પાગલ બની બાહર નીકળ્યો. શહેરની ગલીઓ અને મોહલ્લાઓમાં તેની ઘણી શોધ કરી પણ કાંઇ પતો લાગ્યો નહિ ત્યારે તેણે નિશ્ચય કર્યો કે તેણી તુમા અને હરબીસ સાથે અંતાકીયહમાં ગઇ હશે, તે રોળીને અંતાકીયહ ભણી કુચ કરવાને આજે ચોથો દહાડો છે. ખાલિદ બિન વલીદે એવો ઠરાવ કર્યો હતો કે મુદત વિતી જવા બાદ દીનના શત્રુઓ તુમા અને હરબીસની પુંઠ પકડીશ. તેઓ જે માલ સાથે લઇ ગયા છે તે મુસલમાનો માટે કબજામાં લઇશ, ખાલિદ બિન વલીદના ઠરાવની ખબર યુનુસને પણ મળી ચુકી હતી,

આવા વિચારેથી કે રખેને અંતાકીયહમાં જાઉં તો મારી વ્હાલીના પણ દર્શન થાય. તે માટે ખાલિદ બિન વલીદ પાસે દોડી ગયો. તેઓ અત્રે એવા ઉંડા વિચારમાંજ પડેલા હતા કે દુશ્મનોની પુંઠ પકડવી યોગ્ય છે કે નહિં ! સામેથી યુનુસને આવતાં જોઇ ખાલિદ બિન વલીદ હસવા લાગ્યા અને યુનુસને પુકારીને કહયુ કે આજે ત્રણ દહાડા પછી તમો અહીંઆ કયાં ? મેં તો ધાર્યું હતું કે તમોએ બેવફાઇ કરી અને પોતાની વ્હાલી સાથે મળી જઇ વિખુટા પડી ગયા.

યુનુસ—માનવંત સરદાર ! કદી એમ બની સકે ! કોઇ સીધો માર્ગ મેળવ્યા પછી ગુમરાહીમાં પડે ? મારી ગેરહાજરીનું કારણ મારી વ્હાલી સ્ત્રીની શોધ સિવાય બીજું કાંઇ નહતું જેને મેં મરયમના દેવળમાં પાદરીના પોશાકમાં જોઇ હતી અને જયારે મેં તેની સાથે વાતચીત કરવા ઇચ્છયું ત્યારે તેણીએ એમ જાણીને કે હું મુસલમાન થઇ ગયો છું મને તુચ્છકારી કાઢયો હતો અને મને ત્યાં છોડીને તુમા

સાથે પરવારી ગઇ. મને એવું મઅલુમ થયું છે કે તમે તુમા વગેરેની પુંઠ પકડવાનો કંઇ ઇરાદો રાખો છો તો હું દરખાસ્ત કરૂં છું કે મને પણ સાથે લઇ જજો. કદાચ મારી વ્હાલી મને ફરી મળી આવે અને ખુદા મારી મુશ્કેલ આસાન કરે.

ખાલિદ બિન વલીદ—બેશક, મેં તેમની પુંઠ પકડવાનો ઠરાવ કર્યો હતો. પરંતુ તમે જાણો છો કે તેઓને અહીંથી રવાના થયાને ચાર દહાડા થઇ ચુકયા છે. વળી તેઓએ ધાસ્તીના લીધે ખચ્ચીત બનતી ઝડપે કુચ કરી હશે. તેથી આપણે તેઓને પકડીએ એ અશકય છે.

યુનુસ—જો રસ્તાના છેટાના સબબે તમે હિંમત હારતા હો તો હું તમને નઝદીકના રસ્તે લઇ જઇશ. જેથી તમે ઝરૂર તેમને પકડશો. એવી મને ખાત્રી છે.

ખાલિદ બિન વલીદ—શું ખચ્ચીત તમે કહયા પ્રમાણે અમને લઇ જવાની જોખમદારી તમારા માથે લો છો !

યુનુસ—ઇન્શાઅલ્લાહુ તઆલા હું મારા કવલને પુરો કરીશ. પરંતુ આપ લહમ કોમનો પોષાક અને ખાદીમો નસરાનીઓનો ધારણ કરો અને રસ્તાનું ખરચ પાણી પણ પૂરતું લો જેથી આપણે કાંઇ શોસવું પડે નહિ અને કોઇને આપણી ઉપર વહેમ પણ આવે નહિ અને આપણુને ઓળખી સકે નહિ.

ખાલિદ બિન વલીદે ચાર હઝાર સ્વારો સાથે લીધા. અને અબુઉબેદહ બિન જરરાહને સીરિયાની હકુમતનો ચાર્જ સોંપી દઇ ત્યાંથી રવાના થયા, યુનુસ ભોમીઆ તરીકે આગળ આગળ ચાલ્યો અને ઇસ્લામી લશ્કરે તેની પાછળ ચાલવા માંડયું. રસ્તામાં નમાઝ પઢવા સિવાય કોઇ સ્થળે થોભ્યા નહિ. એક સ્થળે રૂમીઓના પગલા દેખી યુનુસ ગભરાયો. યુનુસને ગભરાયલો જોઇ ખાલિદ બિન વલીદે પૂછયું.

યુનુસ, હું તને ફિકરમંદ જોઉં છું સાચું કહેજે તારી શી હાલત છે? અમો તે કવમ સુધી પહોંચશું કે નહિં ?

યુનુસે કહ્યું કે ઈન્શાઅલ્લાહ અમે જરૂર ફળીભૂત થઇશું. ઓ સરદાર ખુદાથી સહાય માંગો. આપણે સીધો રસ્તો છોડી આ ભયાનક રસ્તો લીધો છે. નિશ્ચય આપણો હેતુ પાર પડશે.

પહાડોની ખીણોમાંથી થઇ ઇસ્લામી લશ્કર પરોઢીઆમાંજ એવા મુકામ પર પહોંચી ગયું જ્યાં રૂમીઓએ મુકામ કર્યાના ચિન્હો દેખાતા હતા. હવે યુનુસે કહ્યું કે હું અલ્લાહનો આભાર માનું છું કે આપણે આપણી મતલબ સુધી પહોંચી ગયા છીએ. માત્ર થોડી તકલીફ ઉઠાવવી બાકી છે.

ખાલિદ બિન વલીદે સ્વારો તરફ લલકારીને કહ્યું બહાદુરો! હિંમત ના હારો અલ્લાહનું નામ લઇ ઝરા હજી ચાલો તેજ ભુખ્યાનો પેટ ભરનાર, કમઝોરને તાકત બક્ષનાર છે.

સ્વારો—સરદાર, લાંબી મુસાફરીના લીધે અમે થાકી ચૂરે ચૂર થઇ થઇ ગયા છીએ. ઘોડાઓ પણ આગળ વધવાને અશકત છે. પણ આપના હુકમને અમે તાબે છીએ.

ખાલિદ બિન વલીદે હિંમત ધરવા માટે ફરી ઉપદેશ કર્યો અને બાકી રહેલી જુજ મુસાફરી પુરી કરવા માટે દિલાસો આપનારા શબ્દો ઉચ્ચાર્યા તેથી સ્વારો હિંમત ધરી આગળ વધ્યા.

શહેર જબલા સુધી આવી પહોંચ્યા ત્યાં પાસેની એક ઝુંપડીવાળા રૂમી પાસે જઇને યુનુસે રૂમી ભાષામાં પુછ્યું કે ભાઇ અહીં કોઇ જમાઅત આવી હતી કે જે અંતાકીયહ જનાર હતી!

ગામડીઓ—તમે કોણ છો? અને તે જમાઅત વિષે પુછ પરછ કેમ કરોછો!

યુનુસ—હું પણ તે જમાઅત પૈકી એક છું. પણ રસ્તામાં વિખુટો પડી ગયો છું. મહેરબાની કરીને કહેશો કે તે જમાઅત કયા રસ્તે અહીંથી ગઇ છે.

ગામડીઓ—ભાઇ તુમા અને હરબીસ પોતાના સાથીઓ સાથે જબલા શહેરની પાસે લાઝકીયહ સુધી આવ્યા હતા અને કાલ સાંજ સુધી ત્યાંજ ઉતારો કર્યો હતો. પરંતુ સાંભળવામાં આવ્યું છે કે પાદશાહે તેઓને અંતાકીયહમાં દાખલ થવા મનાઇ કરી છે. અને ત્યાં નહિં ઉતરતાં કોન્સ્ટન્ટીનોપલ ખાતે જવા માટે હુકમ કર્યો છે. કેમકે અંતાકીયહમાં એક મોટું લશ્કર તૈયાર કરવામાં આવી રહયું છે.

ત્યારે જો તેઓ અંતાકીયહમાં ઉતરે અને ત્યાંની પ્રજા સામે અરબોની બહાદુરીના વખાણ કરે તો લશ્કર હિંમત હારી ન જાય એ માટે પાદશાહે દુર અંદેશી વાપરી તેઓને અંતાકીયહમાં ઉતરવાની મનાઇ કરી છે. આ લશ્કર એક બે દિવસમાં હથિયારોથી સજ્જ થઇ સીરીયા પર ચઢાઇ કરવાના ઇરાદે કૂચ કરી જશે તુમા અને હરબીસ તો કોન્સ્ટન્ટીનોપલ તરફ ગયા છે.

યુનુસ આ હકીકત જાણી લઇ લશ્કરમાં પાછો આવ્યો અને ઉદાસીમાં રાત ત્યાંજ ગુઝારી સવાર થતાં સર્વે મુસલમાનોએ નમાઝ પઢી અને આગળ વધવા માટે ખાલિદ બિન વલીદે મનસુબો કર્યો. એટલામાં યુનુસ ગમગીની હાલતમાં સામે આવ્યો.

ખાલિદ–યુનુસ તારો ચહેરો કેમ ઉતરેલો છે ?

યુનુસ–ખુદાની કસમ મેં આપને અને લશ્કરને આટલી મુસીબત અને એવો શ્રમ ઉઠાવવા નકામી સલાહ આપી. સરદાર, મેં ઘણી કોશિશ કરી છતાં શત્રુઓ હાથમાંથી છટકી ગયા.

ખાલિદ–તમે કેમ માન્યું કે શત્રુઓ બચીને નીકળી ગયા.

યુનુસ–મને ખાત્રી હતી કે આપણે તેઓને સુરીયામાં પકડી લઇશું. પરંતુ તેઓ અહીંઆંથી પણ નીકળી ગયા. કેમકે મેં એક ગામડીઆથી બધી હકીકત મેળવી છે. તે કવમ પાદશાહના હુકમથી કોન્સ્ટંટીનોપલમાં ગઇ છે. હવે આપણી અને તેઓની વચ્ચે એક પર્વત આડું આવી ગયું છે. જો આપણે અહીંઆ વધુવાર થોભીશું તો મોટી મુસીબતમાં આવી પડશું. કેમકે પાદશાહ તુરતમાં એક મોટી સેના આપણી ઉપર હુમલો કરવા માટે મોકલનાર છે જો કવમનેજ પકડવી હોય તો તારીક પર્વતના વચલા રસ્તા પકડો નહિ જે રસ્તે આવ્યા તેજ રસ્તે પાછા વળો.

આ જવાબ સાંભળી ખાલિદ બિન વલીદના ચહેરાનો રંગ ફેરી ગયો. સ્વારોમાંથી એકે એટલે ઝરારે સરદારની આવી હાલત જોઇ પ્રશ્ન કર્યો કે યુનુસ શું મને કહેશો કે તમારા કહેવામાં અર્થ શો છે ?

ખાલિદ–ભાઇ ખુદાની કસમ, મને મરવા અથવા કતલ થવાની કાંઇ ધાસ્તી નથી. પરંતુ બીક એની છે કે કિયામતમાં જ્યારે એ સ્વારોના શ્રમ વિષે મારાથી સવાલ થશે ત્યારે હું જવાબ શું આપીશ ? દમિશ્ક

જીતાયાં પહેલાં મને એક સ્વપ્નું આવ્યું હતું જેથી હું એવી આશા રાખું છું કે ખુદા તેની તાબીર: સારીજ લાવે.

ઝરાંર–તમને જે સ્વપ્નું આવ્યું હોય તે અમને કહો ખુદા ચાહશે તો ખેર થશે. આપણુ સઉ માટે સલામતી છે.

ખાલિદ–મેં સ્વપનામાં જોયું હતું કે પોતાના સાથીઓ સાથે એક લીલોતરી જગામાં છું. એટલામાં એકાએક જાડા ગધેડાઓ ટોળા બંધ અમારી તરફ ધસ્યા. અમોએ એઓને પકડવા ઇચ્છયું પરંતુ તેઓ લાતોથી અમોને મારવા લાગ્યા હતા. આખરે મેં કેટલાક ગધેડાઓનો શિકાર કર્યો હતો. અને બીજા બધા પહાડોમાં નાસી ગયા હતા. શિકાર કરેલા ગધેડાઓના કબાબ કરવામાં અમો રોકાઇ ગયા એટલામાં તે નાસી છુટેલા ગધેડા પાછા આવ્યા. અત્રે અમો સૌએ મળી એઓની કતલ ચલાવી હતી. ત્યાર પછી મેં પોતાના દેશ તરફ જવા ઇરાદો કર્યો પણ મારા ઘોડાએ મને નીચે તોડી પાડયો અને મારી પાઘડી માથાપરથી હવામાં ઉડી ગઇ. મેં પાઘડીને પકડવાની કોશિશ કરી પરંતુ તે હાથમાં આવી નહિં. આ પછી હું જાગી ઉઠયો હતો.

અબ્દુલરહેમાન—હું ધારૂં છું કે તે ગધેડા રૂમીઓજ હોવા જોઇએ. જેઓની તપાસમાં તમે છો. એનાજ લાધે એટલો શ્રમ ઉઠાવવો પડયો છે. તમારા ઘોડાનું પડવું એ ચઢતીથી પડતી તરફ જવું છે. પાઘડીનું ગુમ થવું એથી કોઇ આફત આવનારી દેખાય છે.

ખાલિદ—હું અલ્લાહથી વિનંતી કરૂં છું કે જો આ સ્વપ્નું સાચું છે અને તેની તાબીર હક છે તો અમારા દુન્યવી કામોમાં તે જલદીથી જાહિર થાય. હું અલ્લાહથી મદદ ચાહું છું. તેની સહાયતા પર કામોના ફળીભૂત થવાની આશા રાખું છું. મુસલમાન સ્વારો! હું મારી જાતનો માત્ર ધણી છું. જેને હું ખુદાની રાહમાં અર્પણ કરવા માટે હમેશાં તૈયાર છું. શું તમે પણ મારી સાથે ખુદાની પ્રસન્નતા મેળવવા માટે પ્રયત્ન કરશો ? જો આપણે શત્રુઓ સાથે લડતાં જીત મેળવી એ તો તેમનો માલ તેમનું ઇનામ છે નહિ તો તમારા અને અમારાં માટે મુલાકાતનું સ્થાન બિહિશ્ત છે.

સ્વારો—તમારા નિશ્ચય મૂજબ ભલે કરો. અમે તમારી તાબેદારી કરવા હમેશા તૈયાર છીએ. અલ્લાહ આપણો મદદગાર છે.

ખાલિદ—યુનુસ, શું તું નિશ્ચયપણે કહે છે કે અમે હજી પણ નાસેલી કોમને પકડી લઇશું ? જો એમ હોય તો ચાલો પુંઠ પકડીએ.

યુનુસ—મને ખુદા પાકની ઝાતનો ભરોસો છે કે તે કવમની પુંઠ પકડવામાં ખચ્ચીત ફતેહમંદ થશું. પરંતુ ડર એ છે કે જો રૂમીઓને એની બાતમી મળી ગઇ કે અમે તેઓના દેશમાં છીએ તો તે આપણુને ઘેરી લેશે ત્યારે તેમના હાથથી બચવું મહા મુસ્કિલ થઇ પડશે.

ખાલિદ—(શુરાતનપણાના અવાઝમાં યુનુસ તું કોઇ વાતની ધાસ્તી ના રાખ. અલ્લાહપર ભરોસો રાખ. તે સર્વશકિતમાન છે વગર બીકે આગળ વધ.

આ ઉપરથી યુનુસ આગળ વધ્યો. ઇસ્લામી લશ્કર પણ હિમ્મત ધરી લાંબી મુસાફ્રી કરવા ટટાર થઇ ગયું.

યુનુસ—પગલાની નિશાનીઓ પર ધ્યાન રાખી તારીક પર્વતની ખીણ તરફ લશ્કર સાથે આગળ વધ્યો.



# પ્રકરણ ૧૨ મું.

## દરબારે હરકલનો દેખાવ.

વોહ શમ્અ ઉજાલા જીસને કિયા ચાલીસ બરસ તક ગારોં મે
ઈક રોઝ ચમકને વાલીથી ઇસ દુન્યા કે દરબારોં મેં

અંતાકીયહ શહેર એશીઆઇ રોમના પ્રાચીન શહેરોમાંનું એક હતું તે દુનિયામાં સૌથી સંગીન રાજ્યમાં ગણાતા રાજ્યની રાજધાની હતું. જો કે રોમની સત્તા તેના પાડોશની સલતનત ઇરાન સામે ઉતરતાં મેસોપોટેમીઆમાં હારી જઇ થોડી કમઝોર થઇ ગઇ હતી પરંતુ તેને હજી સાત વરસ નહિં ગુઝર્યાં હતા કે તે પોતાના કટ્ટા શત્રુ રાજયને ભવિષ્ય વાણી "ગુલેબતુર રૂમ"ની આયત મુજબ સખત હાર આપીને ઉન્નતિની ટોચે પહોંચી ગઇ હતી. સલતનતના બળને છાજતી તેની રાજધાની જેટલી સુંદર હોય એ થોડી છે. હિંદુસ્તાન અને મિસરની પેદાવારો અને પ્રાચીન કારીગરીની ચીઝોનું બઝાર અંતાકીયહમાંજ ભરાતું હતું. અને ત્યાંથી આખા યુરોપનાં દેશોમાં માલ જતું હતું. તે વખતના અંતાકીયહને હાલ જો નઝરે જઇ જોશું તો એક હસવા જેવી વાત લેખાશે. કેમકે ત્યાંની વસ્તી હવે ઘણી જૂજ રહી ગઇ છે; અને બધી ઇમારતોના ખંડેરો થઇ ગયા છે. અને ત્યાં કોઇ સુખાકારી ખાતું નથી કે આલીશાં મહેલો નથી. પ્રજાના ગુઝરાન માટે કોઇ. ધંધો રોઝગાર રહયો નથી. પરંતુ અમારી ઇતિહાસિક વાર્તાના સમયમાં તો હઝાર ગર્વ કરવા લાયક શહેર હતું. ત્યાંની આલીશાન ઉંચી ઇમારતો ગગન સાથે વાતો કરતી જણાય છે.

અરબોની ફતેહની ખબરોએ આ આલીશાં ઇમારતો અને મહેલોમાં ગભરાટ ફેલાવી દીધો છે. ખાસ કરીને તુમા અને હરબીસના દેશનિકાલના સમાચારથી પ્રજા તો શું પણ પાદશાહ પણ ઘણી ચિંતાતુર હાલતમાં જણાય છે. ઉમરાવો અને પ્રધાનો અરબોની બહાદુરીની વાતો સાંભળી ઘણા લાલ પીળા થઇ રહયા છે. લોકો તુમા તથા હરબીસના બાયલાપણા

પર થુથુ કરી રહયા છે. પાદશાહે ઇંસાઇ ધર્મનું રક્ષણ કરવા માટે લોકોમાં જુસ્સો પેદા કરવાર્થે પોતાના તાબા હેઠળના દેશોના ગવર્નરો પર દબાણ કર્યું અને જલદીથી લોકોને રાજયના માણસો અને પૈસે ટકે મદદ કરવા માટે તૈયાર કરવા હુકમ બાહર પાડયો છે. તેથી દૂરદૂરના દેશોથી વોલન્ટીયરો ઘણી સંખ્યામાં આવી રહયા છે. ફોજી કેંપ ઘણો વિશાળ બાંધવામાં આવ્યો છે, લાખો તંબુઓ તાણવામાં આવ્યા છે. અત્યારે અંતાકીયહની વસ્તીમાં લાખોનો વધારો થયો છે. વસ્તીમાં વધારો થવાથી ખાવા પીવાની ચીજો મોંઘી થઇ ગઇ છે. આ મોંઘવારીના લીધે વસ્તી વધારે મુસીબતમાં આવી પડી છે. સરકાર પોતાને જોઇતી ખોરાકી સંગ્રહ કરવા માટે કાયદાથી કામ લે છે. તેથી પ્રજા રાજય સામે ગુસ્સે થઇ ગઇ છે. ગરીબ વર્ગમાં ઉશ્કેરણી પેદા થઇ ગઇ છે. પરંતુ સન્તાધીશના હુકમ સામે શું વળી સકે !

સ૦ હિ૦ ૧૩ ના માહે રજબની ત્રીજી તારીખે અંતાકીયહમાં દરબારે આમનો જલસો કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. તેથી કિલ્લાની અંદર દરબારે આમ કરવા માટે જે સ્થાન મુકર્રર કરવામાં આવ્યું હતું, ત્યાં દહાડે ખાસ તઇયારી થયલી જોવામાં આવે છે. એમાં ૧૦૦૦ વાંસાનો તંબુ તાણેલો જોવામાં આવે છે. અમૂલ્ય ગાલીચાનો ફરશ થયલો છે. વચમાં એક મિમ્બર ઉભો કરવામાં આવ્યો છે. જે સોનાના પતરાથી જડીત થયલો છે. તેની ઉપર ઝરીના કામનો રેશમી ગલેફ ચઢાવવામાં આવેલો છે, મિંબરની બંને બાજુ રેશમી કોચો ખાસ પ્રધાનો માટે શણગારાવલી છે. કોમના પ્રતિનિધિયો ટોળે ટોળા આવી રહયા છે અને લાકડાની ખુરસીઓ પર બેસી રહયા છે. પ્રધાનો પણ રેશમી કોચો પર આવી આવીને બિરાજે છે, દશ વાગ્યા સુધી દરબાર ચિકાર ભરાઇ જાય છે. વઝીર અને ફોજના સરદારો મિમ્બરની ડાબી બાજુ અને પાદશાહી ખાનદાનના ઉમરાવો જમણી બાજુ પર બેઠા. થોડા અરસામાં પાદશાહની સ્વારી આવી. વઝીરોએ પાદશાહનો સારો આદરસ્તકાર કર્યો અને બીજા બધાઓએ શાહી દરજ્જાને છાજતો માન તેને આપ્યો.

હરકલ દરબારમાંથી પસાર થઇ મિમ્બર ઉપર બિરાજ્યો. મિમ્બર ઉપર બિરાજતાંની સાથેજ ખાસ દરબારને આવીને અરઝ કીધી કે બે માણુસો કાંઇ ઝરૂરી સંદેશા લઇને આવેલા છે. પાદશાહે એ બંનેને હાઝર

કરવા કહ્યું. તે બંને જણાએ સામે આવી પાદશાહને નમસ્કાર કર્યો. એ બેઉમાંના એકનું નામ તીબતીસ હતું જે લાઝકયહથી સરકારી ફરમાન સાથે આવ્યો હતો. તે ફરમાન વાળો પત્ર મહોર બંધ પાદશાહના હાથમાં આપવામાં આવ્યું. પાદશાહે તેને દેશ ખાતાના પ્રધાનના હાથમાં આપી વાંચવા માટે કહ્યું પ્રધાને પત્ર ખોલ્યું તો તે તુમા તરફથી આવેલું માલુમ પડયું હતું, જેમાં તેણે પાદશાહના ફરમાન મુજબ કોન્સ્ટન્ટીનોપલ ખાતે ચાલ્યા જવાનું વચન આપ્યું હતું.

હરકલ—(તીબતીસને) શું તમારી સામેજ તુમા લાઝકયહથી કૂચ કરી ગયો હતો?

તીબતીસ—(ઝમીનને ચુંબન આપી) હા, પુજયમાન, તેને લુકામના તળાવ પાસે છોડીને આવ્યો છું.

હરકલ—તમોએ અરબો સંબંધી કાંઇ સાંભળ્યું છે?

તીબતીસ—જહાંપનાહ કાંઇ નહિં.

હરકલ—તમોએ હરબીસ અને તુમાના સાથીઓનો હાલ બરાબર જોયો કે તેઓને અંતાકીયહમાં આવવા માટે કોઇ દબાણ તો નહિં કરતો હતો?

તીબતીસ—હમણા સુધી લોકોને ફરમાને શાહીથી વાકિફગાર કરવામાં આવ્યા નહિં. ફોજી ઓફીસરોએ વાંધો પણ ઉઠાવ્યો હતો પરંતુ તુમાએ યુક્તિથી બધાને સમજાવી લીધા.

હરકલ—અરબોની પુંઠ પકડવા સંબંધી કોઇ પ્રકારની બીક તો કવમને ન હતી?

તીબતીસ—જયાં સુધી લાઝકયહ સુધી આવ્યા ન હતા. કોમને પુંઠ પકડવાની બીક હતી અને હવે તો કોઇ બીક નથી.

હરકલ—કાંઇ ફિકરની વાત નથી. અરબો અમારા ડરથીજ આગળ વધ્યા નહિં હશે. વારુ, આરામ લ્યો. બીજો માણસ જે એક સરકારી જાસુસ હતો, તેણે કાંઇ છુપા સમાચાર કાનમાં કહયા.

હરકલ—(જાસુસથી) શું આ ખરી વાત છે કે અરબના ખલીફાનો કાળ થયો?

જાસૂસ—એમાં કાંઇ શક નથી. મારી સામે હિજાઝનો કાસદ દમિશ્કમાં ખલીફા અબુબકર સિદ્દીકની વફાત અને હઝરત ઉમર બિન ખિત્તાબ (૨૦) ના ખિલાફતની ખબર લાવ્યો હતો.

હરકલ—(ગભરાઇને) ઠીક ત્યારે તમે પણ આરામ કરો. ઝરાવાર ચુપ રહી પાદશાહે બુલંદ અવાઝે કહયું "ગ્રહસ્થો, તમોએ કાંઇ સાંભળ્યું. હિજાઝના પહેલા ખલીફા અબુબકર (૨૦) દેવલોક પામ્યા છે. અને હવે એવો માણુસ ખલીફા તરીકે ચુંટાયો છે, જેના માટે પવિત્ર પુસ્તકમાં લખવામાં આવ્યું છે કે 'તેનો રંગ ઘઉં જેવો, આંખો કાળી, કદ લાંબો, પવિત્ર મનુષ્ય જે નૂહ (અ૦) ની માફક હશે" ખુદાના સોગંદ ખાઇને કહું છું કે તે મારો દેશ જીતી લેશે. મારો તખ્ત છીનવી લેશે.

લોકો ડરો. વખત આવે તે પહેલાં વિચાર કરો. જ્યારે વખત આવી પહોંચશે તો ઘણો કઠણ વખત આવશે, આપણી વસ્તીઓ ઉજ્જડ થઇ જશે, અમારા પાદરીઓ માર્યા જશે. નાકુસનો આવાઝ સંભળાશે નહિ. દેવળો તુટી પડશે. કેમકે તે મનુષ્ય ખુંનખાર લડાઇ લડનાર રૂમીઓ અને ઇરાનીઓનું કાસળ કાઢનાર સાબેત થશે તેના સાથીઓ ધર્મિષ્ટ છે. જે લોકો તેઓના મત વિરૂધ ચાલશે તેમની સાથે તેઓ ખરાબ રીતે વર્તશે. હુ ખુદાથી આશા રાખું છું કે તે આપણી મદદ કરશે. પણ એવી શરતે કે ખરાના સાથી અને ખોટાના દુશ્મન થાઓ. જુલમી રીત રિવાજો તજી દો. ઇસા (અ૦)ની આજ્ઞાઓને માથે ચઢાવો. ઝિના કારીથી બાઝ આવો.

બસ એજ કૃત્યોથી તાકત ઘટે છે. સત્તા નાશ પામે છે. જો તમે આ કામોથી પાછા નહી હઠો તો દુશ્મન તમારી ઉપર જીત મેળવશે. તમે એવા દુઃખમાં સપડાશો કે તે કોઇના ટાળવાથી ટળનાર નથી. પાદશાહે કહ્યું કે હું ખાત્રીથી કહું છું કે અરબોનો ધર્મ સાચો ધર્મ છે. બીજા બધા ધર્મો એની સામે નમી જશે. એ ધર્મના માનનારા હંમેશા સારા કામો કરનારા રહેશે, જ્યાં સુધી તેઓ પોતે પોતાના ધર્મના હુકમોને તોડશે નહિ કોઇ બળવાન સત્તા તેઓને મટાડી સકશે નહિં. જ્યારે તેઓ ધર્મને બદલી નાખશે તો દુન્યા તેઓના માટે કેદખાનું થઇ જશે. બસ તમે તેમના ધર્મનો સ્વિકાર કરો કાં સુલેહ કરો અને જઝીઓ વેરો આપો."

પ્રધાનો અને અમીરોએ જ્યારે હરકલના મ્હોંથી આવા સુખનો સાંભળ્યા ત્યારે ગુસ્સે થઇ જઇ પાદશાહ પર હુમલો કરવા માટે આગળ ધસ્યા. પરંતુ હરકલે લોકોના મિઝાજને હાથથી જવા ન દેવા માટે તરત યુકિત વાપરી પોતાના બોલો બીજા રંગમાં નીચે પ્રમાણે કહ્યા.

હરકલ—ઓ મગરૂર લોકો, ધર્મ પર જાન કુરબાન કરનારા ! આ ભાષણથી મારો હેતૂ એવો નહિ હતો જે તમે સમજ્યા. બલ્કે ધર્મ પ્રત્યે તમારી લાગણી કેટલી છે એની હું તોલ કરવા ચાહતો હતો. અને તેની પરિક્ષા લેવાની હતી. કેમકે બસરા, હુરાન, સહુરા, વગયરહની લડાઇઓમાં જે હાર ખમવી પડી હતી તેનો વિચાર કરી મેં ધાર્યું હતું કે કદાચ કવમની લાગણી નરમ પડી ગઇ છે. અને લડવાની હિંમત ઓછી થઇ ગઇ છે. પણ નહિ, તમારી લાગણી મઝબૂત છે. ધર્મ માટે જીવ ગુમાવવાનો શવક ધરાવો છો. શાબાશ ઘટે છે તમારી ઉપર કે તમે આપણા વડીલોની જેમ પરાક્રમી છો.

લડાઇ ખાતાનો પ્રધાન—વ્હાલા પાદશાહ, તમે કાંઇ બીક રાખતા નહિં, માત્ર તમારા હુકમની વાર છે. આ ટાંકણે એક લાખ કરતાં વધુ લડવૈયા હાલમાંજ કેંપમાં મવજૂદ છે. જો તમારો હુકમ હોય તો હમણાજ બહાદુર સેનાને લઇ મયદાનમાં ઉતરૂં.

હરકલ—તે વખત ઘણો નઝદીક છે જ્યારે હું મારા પુત્રો (સિપાઇઓ)ને રણ સંગ્રામમાં જવાનો હુકમ કરીશ. મેં ધાર્યું છે કે પહેલાં મુસલમાનોના ખલીફા હઝરત ઉમર (૨૦) ને કતલ કરી નાખું. આ કામ હું તલીકા માઝનને કે જે ઇસાઇ અરબ છે સોંપવાનો વિચાર રાખું છું. તેને મદીનહમાં મોકલી તેના હાથે ખલીફાને મારી નંખાવીશ. તે ખલીફાને એવા છુપી રીતે મારી નાંખશે કે કોઇને ખબર પણ થશે નહિં.

પ્રધાન—આપની જે મરઝી હોય તે અમને કબુલ છે. દરબાર બરખાસ્ત થયો. પાદશાહ અમીર ઉમરાવો અને સલાહકારો સાથે શાહી મહેલમાં પહોંચ્યો અહીંઆ તલીકા માઝનને બોલાવવામાં આવ્યો. તેને મોટા ઇનામની લાલચ દેખાડી મદીનહ શરીફ તરફ મોકલવામાં આવ્યો, કે તે કોઇ પણ રીતે હઝરત ઉમરને કતલ કરે. પણ ખુદાની મહેરબાની જુઓ. તે કટ્ટો શત્રુ તલીકા માઝન મદીનહ શરીફમાં પહોંચ્યા કેડે હઝરત ઉમરનો સ્વભાવ જોઇ અને ધર્મનો આશિક થઇ પડી પોતેજ ઇસ્લામનો સ્વિકાર કર્યો. હરકલને આ વાતની ખબર પહોંચ્યા પછી ઘણો અફસોસ થયો.

# પ્રકરણ ૧૩ મું.

## જબલે બારીકની એક રાત.

રાતના અંધારામાં જબલે બારીક જેવી ઉંચી ટેકરીની ટોચો બીહામણા દેખાવથી છવાઇ રહી છે. મનુષ્યની જેવી નઝર જે ધોકામાં આવી દોરડાને સાંપ બનાવી દે છે, જ્યારે આ ભયાનક ટોંચો પર પડે છે તો તેમને દેવો વધારે ભયભીત થઇ જાય છે. ટેકરીની હારોની બંને બાજુ પર લીલોતરી જણાય છે તેની પશ્ચિમે એક મેદાન છે જે રૂમના દરીઆ સુધી જઇ પહોંચે છે. અને પુર્વે મરજુદદીબાજ મેદાન આવેલું છે જે ઉહુન પર્વત સાથે જઇને પુરૂં થાય છે.

૧૧ મીનો ચાંદ પૂરા તેઝ સાથે ચળકી રહયો હતો કે એકાએક પુર્વમાંથી એક મોટા વાદળે દેખાવ દીધો. અને થોડી વારમાં તે પથરાઇ જઇ ટેકરીઓની ટોચો સાથે અથડાયો વીજળી કાટકા સાથે ઝમીન પર તુટી પડવા લાગી. વાદળો ગર્જવા લાગ્યા પર્વતની પાસે ચાર હઝાર ઘોડે સ્વારોની ફોજ જેણે સાંજેજ ત્યાં આવીને ઉતારો કર્યો છે. ઘણી નીરાધાર સ્થીતિમાં આવી પડી છે. મુસળધાર વરસાદ વરસી રહયો છે. આ બીચારા મુસાફરોને એટલો પણ આસરો નથી કે રાત્રે વિસામો લીએ. ઘણી તપાસ કર્યા બાદ ફોજે પહાડની ગુફામાં આરામ લીધો.

વરસાદથી કાંઇ બચાવ કર્યો. પણ ઘોડાઓ માટે વરસાદમાંજ ઝાડો તળે ઉભા રહ્યા સિવાય બીજી કોઇ છાંયાવાળી જગ્યા મળી નહિં.

ખુદા ખુદા કરીને સવાર થઇ. સાથેજ વરસાદ પણ બંધ થયો. વાદળો હઠી ગયા. મળસ્કે, સાફ ગગન, ભીંજાયલી લીલોતરી, લીલા લીલા ઝાડો, ભૂરા રંગની ટોંચો, કુદરતી ધોધોમાંથી પાણીનું પડવું આ સર્વે દેખાવો એવા તો આનંદકારી માલુમ પડે છે કે ગમે તેવો ગમગીન માણુસ પણ આનંદી થઇ જાય છે.

રાત્રે મુબીબતમાં સપડાયલા મુસાફરો ગુફામાંથી બાહર નીકળ્યા. ચાર માણુસો ધોધોમાંથી વહેતા પાણીથી વઝુ કરી પહાડની સપાટ ઝમીનપર

ઉભા રહ્યા. એકે બુલંદ આવાઝે બાંગ બોલી. પછી બધાઓએ જમાઅત કરી સવારની નમાઝ પઢી. નમાઝ અદા કર્યા પછી બધા વિખરાઇ જઇ ઝિક્ર ઇલાહીમાં મશગૂલ થયા. એજ લશ્કરના સરદાર ખાલિદ બિન વાલિદ પણ વઝીફાથી ફારિગ થઇ એક સ્થાને બેઠેલા હતા કે યુનુસ ખિદમતમાં હાઝર થઇ કહેવા લાગ્યો.

યુનુસ—આપ થોડી વાર અહીંઆ થોભો. મેં રાત્રે રૂમીઓને શોરબકોર કરતાં સાંભળ્યું છે. વરસાદના લીધે તેઓ આ પર્વતની કોઇ બાજુએજ ઉતરેલા હોય એમ જણાય છે. ઘણું કરીને તેઓએ અહીંઆંજ કયાંક ઉતારો કર્યો હશે. મને રજા દો તો હું તપાસ કરી ખરી હકીકત લાવું.

ખાલિદ બિન વલીદ—(એવી બીકથી કે યુનુસ કંઇ દગો ન કરે, યુનુસની સાથે મકરત નામના એક અરબને પણ સાથે રવાના કીધો, અને કહ્યું કે જાઓ તમે બેઉ સાચી ખબર લઇ આવો.

મકરત—મને ખુદાની ફરમાંબરદારી અને આપની તાબેદારી ખુશીથી મંઝુર છે.

મકરત અને યુનુસ બંને પર્વત ઉપર ચઢયા. અને છેક ઉંચી ટોચ ઉપર જઇને બીજી બાજુ નીચે જોયું તો તે પર્વતની નીચેના મયદાનમાં રૂમીઓનું લશ્કર નઝરે પડયું. જેમાંના કેટલાક સીપાઇઓ ભીંજેલા કપડા તડકામાં નાખતા હતા અને કેટલાક થાકેલા હોવાથી ઉંઘી ગયા હતા. મકરત આ હાલ જોઇને તરત પહાડપરથી ઉતરી ખાલિદ બિન વલીદ પાસે દોડી ગયો અને યુનુસ પાછળથી દોડી આવ્યો.

મકરતને એકલો આવતો જોઇ ખાલિદ બિન વલીદે સામેથી તેની પાસે આવી સવાલ કર્યો મકરત બોલ શું હાલ છે!

મકરત—હાલ ઠીક છે. અલ્લાહ સૌ સારૂં કરશે. રૂમીઓ પર્વતની પાછળ છે. વિખરાઇ જઇને ભીંજેલા કપડા સુકવી રહ્યા છે.

ખાલિદ—(ખુશી થઇને) અલ્લાહ તમને ખુશી દેખાડે.

આટલામાંજ યુનુસ પણ આવી ગયો. ખાલિદ બિન વલીદે એનાથી પણ પુછ્યું, કહો શું સમાચાર લાવ્યા!

યુનુસ—સરદાર ખુશી થાઓ. રૂમીઓએ ધાર્યું હતું, કે મુસલમાન અંતાકીયહનો રસ્તો છોડીને તેઓની પુંઠ પકડશે નહિં. પરંતુ ખુદાએ આપણને સફળતા આપી. દેની સાથ હશે તો શત્રુઓ આપણા હાથે માર્યા જશે. આપ સ્વારોને આ ઝરૂર કહી દો કે જે માણસ મારી ઐરી સુધી પહોંચે તે તેનું રક્ષણ કરે અને મારા હવાલે કરે.

ખાલિદ—અલ્લાહ બરકત આપનાર છે. તારી અમાનતના વચનમાં કોઇ વિશ્વાસઘાત કરશે નહિં.



# પ્રકરણ ૧૪ મું.

## મરયમે આપઘાત કર્યો.

કશ મકશે હુસ્નો ઈશ્ક હદસે ઝિયાદહ જબ હુઇ
જાન હઝીં ચેહ બન ગઈ જાન હુઇ ફિદાએ ઇશ્ક.

તુમા અને તેના સાથીઓ મરજુદીબાઝની લીલોતરીવાળી જગ્યા પર જ્યારથી આવ્યા છે, ઝરા પણ વિસામો મળ્યો નથી. કેમકે આખી અતિ વૃષ્ટિ અને તૂફાની હવાનો મુકાબલો કરવો પડયો હતો. અને સવાર થતાંજ ભીંજેલા સર સામાનને તડકામાં સુકવવાની કોશિશ કરી હતી. કમઝોર મરદો અને અવરતો તથા નાના બચ્ચાઓ તંબુમાં થાક ઉતારવા માટે સુતેલા હતા. તુમા અને હરબીસના રેશમી તંબુઓ લશ્કરની વચમાં તાણેલા જણાય છે. જેમની ઉપર સલીબી વાવટા ઉડી રહયા છે.

તુમા તંબુમાંથી બહાર નીકળીને સાથીઓની બુરી હાલત જોઇ રહયો છે. હરબીસ પણ તેની ડાબી બાજુ પર ચાલી રહયો છે. ફોજના એક સરદારે એ બંનેને સલામ કરી. તુમાએ તેને કહયું એલીસ, રાત તો ઘણી તકલીફમાં ગુઝારી !

એલીસ—હા સાહેબ, રાત્રે તો ઠીક કસોટી થઇ હતી. ખુદાવંદ યસૂ પોતાનો કોપ આ અરબો પર ઉતારે, કે જેઓએ હઝારો અલ્લાહના બંદાઓને વેરાન કર્યા.

તુમા—બહાદુર, ગભરાવાની કાંઇ વાત નથી. ખુદાવંદ યસૂ તેના ખાદિમોનીજ મદદ ઝરૂર કરશે. આ તો માત્ર આપણા ઇમાનની કમઝોરી છે કે દરવાઝે દરવાઝે ભટકીએ છીએ. તમે જોશો કે ઝાલિમ અરબોથી અમારા પાદશાહ ઝરૂર બદલો લેશે.

એલીસ—કદાચ, પણ અમે તો બરબાદ થયા. ભવિષ્યમાં જો દુન્યા આબાદ થાય તો તેથી અમને શો ફાયદો !

તુમા—બસ, બસ, એજ તો ઇમાનની કમઝોરી છે. અને સ્વાર્થપણાની નિશાની છે. હું તમારાથી કહું છું કે શાહેનશાહ એક ઝબરદસ્ત લશ્કરને યરમુક રવાના કરી રહયો છે. એજ તે લશ્કર હશે જે હિજાઝનું નાશ કરશે.

એલીસ—અંતાકીયહથી બાહરોબાહર આપણા લોકોને કોન્સ્ટન્ટીનોપલ ખાતે મોકલવાનો આ હેતુ ન હોય કે આપણે કયાંક અરબ ફોજની લડાઇના અહેવાલ નવી ફોજમાં બ્યાન કરી દઇએ!

તુમા—(ધીમે સાદે) વારૂ, શહેનશાહના મનમાં જે કાંઇ આવ્યું હોય તે ઠીકજ છે. આપણને તેની ઉપર નુકતેચીની કરવાની કાંઇ ઝરૂર નથી.

એલીસ—આવી રીતે ફોજને અંધારામાં રાખી ફતહની આશા રાખવી ફોકટ છે આ ફોજ તો શું થઇ, અંગુર થઇ, જેનું રૂમાં વીંટાળીને રક્ષણ કરવામાં આવે છે કે કયાંક હવા ન લાગી જાય.

તુમા—એલીસ, તમે બહુ કાંટાબાઝ થયલા મઅલુમ પડો છો. પાદશાહની મરઝીનો અહેવાલ કોણ જાણી સકે? જે કાંઇ તમે ધારો છો તેમ ન હોય એ બનવા જોગ છે. કદાચ પાદશાહે આપણી લડાઇની ખિદમતોની કદ્ર શનાસી કરતાં આપણને કોન્સ્ટન્ટીનોપલમાં જઇ થોડા દહાડા સુધી આરામ લેવા દેવાનો વિચાર કર્યો હોય!

હરબીસ—બેશક, એમજ હોવું જોઇએ. સાહેબ હું તો ઘણા દહાડાથી એજ ઈચ્છા રાખતો હતો કે કોઈ પણ પ્રસંગે હું કોન્સ્ટન્ટીનોપલ જાઉં અને ત્યાંના બાગો તથા અબાસુરીઆ ચર્ચ નિહાળું. ખાસ કરીને જ્યારથી મરયમ આપણી સાથે આવી છે ત્યારથી મેં દ્રઢ નિશ્ચય કર્યો હતો કે કોઇ પણ રીતે હું પવિત્ર મરયમને અબાસુરીઆ ચર્ચમાં પહોંચાડીશ પણ ખુદાવંદ યસૂએ ગેબથીજ એવો સામાન પયદા કરી દીધો અને આપણને પાધરા કોન્સ્ટન્ટીનોપલ મોકલી દે.

તુમા—મરયમ કોણ?

હરબીસ—તમને તેનો અહેવાલ મઅલુમ નથી? તે તમારી મિસિઝની ખિદમતમાં રહે છે. દમિશ્કથી આપણી સાથે રવાના થઇ છે.

તુમા—હા, હા, હું સમજ્યો. તે ખુબસુરત બાળા. મેં ઘણીવાર એને ધર્મની ચર્ચા કરતાં સાંભળ્યું છે. પરંતુ કદી તેની તપાસ કરી નથી.

હરબીસ—તેનું ટુંક વૃત્તાંત આ છે કે તેનું લગ્ન મુસલમાનોએ ઘેરો નાખ્યો તેના થોડા દહાડા પહેલાં જેરૂસલમના એક ખુબસુરત ઉંચા ખાનદાનના છોકરા યુનુસ નામના જવાન સાથે થયું હતું. ઘેરાના સમયમાં મરયમના પિતાથી યુનુસે રૂખસદની દરખાસ્ત કરી હતી. તેને દુરઅંદેશીથી કામ લઇ તે વખતે રજા આપી નહિં. તેથી એ બંને છાના માના રાતના વખતે ત્યાંથી નીકળી પડયા. રસ્તામાં યુનુસ અરબોના હાથમાં સપડાઇ ગયો અને મરયમ એકલી પાછી વળી. અને બાપના ઘેર ન જતા

દેવળમાં જઇ ધણીની જુદાઇના ગમમાં પાદરી બની ગઇ. દમિશ્કની ફત્હ ના રોઝ યુનુસે મરયમને સાથે લેઇ જવાને કોશિશ કરી પરંતુ તે મુસલમાન થઇ ગયો એ કારણુ તેણીએ તેની સાથે જવા ના પાડી અને અમારી સાથે ભેળાઇ ગઈ.

તુમા—આ ઘણીજ દિલ પીગળાવનારી વાત છે. હું તે દીનદાર છોકરીની ઝરૂર મદદ કરીશ.

હરબીસ—સાહેબ, એના કરતાં વધુ પુન્યનું કામ બીજું કયું હોઇ સકે?

તુમા અને હરબીસ વાતો કરતાં કરતાં તેઓના તંબુઓ તરફ વળ્યા એલીસ પોતાના કામમાં લાગી ગયો. અત્રે ૧૧ વાગી ગયા હતા રૂમીઓ નિડરપણે આઝાદીથી આરામ કરી રહ્યા હતા, કે એકાએક પર્વતની એક બાઝુની ખીણમાંથી ઘોડેસ્વારો જેઓ અરબો જેવા હતા આવતા નઝરે પડયા. એઓની તકબીરોની આવાઝ સાંભળી, તથા ચાંદ તારાના વાવટા જોઇને રૂમીઓ ગભરાટમાં પડયા. સઘળાઓ ચીસો પાડવા લાગી ગયા. એઓનું શોરબકોર સાંભળી તુમા અને હરબીસ તંબુઓમાંથી બહાર નીકળી હુશીઆરીથી વિખરાયલા સિપાઇઓને એકઠા કર્યા અને સૌ હથીઆરબંધ પણ થઇ ગયા. સર્વ સિપાઇઓ પોતાનો સામાન એક જગ્યા પર કરી લડાઇ માટે તૈયાર થઇ ગયા. તુમાએ સિપાઇઓનો જુસ્સો વધારવા માટે નીચે મૂજબ ભાષણ કર્યું.

"ઓ રૂમી શુરા, ખુશી થાઓ. ખુદાવંદ મસીહે આ એક નાની ટોળીને તમારી પાસે મોકલી છે તેને લુંટી લો. દરેકને મારી નાંખો, કે કવમના દિલો ઠંડા થાય બસ હવે વાર ન લગાડો, પવિત્ર સલીબથી મદદ માગો. તેજ કવમને ફતેહમંદ કરનાર છે, જો હમણા તમો ઝરા ભુલ કરશો: તો શત્રુ હાથમાંથી છટકી જશે. અને તમે પશ્ચાત્તાપ કરતા રહેશો."

બીજી બાજુ હરબીસે પોતાના તાબાના સિપાઇઓને લલકારી કહ્યું. "ઓ બતારકાની જમાઅતવાળા, જલદી કરો. તમારા જીવ, માલ અને સત્તાને જે દગાખોર કવમ ધાસ્તીમાં નાંખી દીધા છે તો એમ ન બને કે તેના ઝુજ માણસો જે તમારો માલ લુંટવાની લાલચમાં અહીંઆ આવી પહોંચ્યા છે, સહીસલામત નીકળી જાય. અને તમારા ખુનની તરસી તલવારો લહુ પીવાના શવકમાં સુકી રહી જાય. હવે શું છે. આગળ યાહોમ વધો. દગાબાઝ અરબોનો શિકાર કરો, કેમકે તેઓનું ખુન તમારા માટે "ઇસુ મસીહાએ હલાલ કર્યું છે."

તુમા અને હરબીસના ભાષણોથી રૂમી સિપાહીઓ સિંહ જેવા ક્રુર થઇ જઈ એ બંને સરદારોની સરદારી હેઠળ બે ટોળીઓમાં વહેંચાઈ ગયા. અને મુસલમાનો સાથે જંગ કરવા તૈયાર થઇ ગયા.

રૂમીઓએ ધાર્યું કે મુસલમાનો ત્રુજ હોવાથી તેઓને ઘેરી લેવા. ખાલિદ બિન વલીદના તાબાના ૧૦૦૦ મુસલમાનોને હરબીસ અને તુમાએ ઘેરી લેવાની કોશિશ કરી. પણ થોડી મિનિટોના ફેરથી એક બીજું લશ્કર જે અબ્દુલ રહેમાન અબૂબકર સિદ્દીકની સરદારી હેઠળ હતું, દક્ષિણ બાજુથી આવતું નઝરે પડયું. જેણે રૂમીઓના મનસુબાને ઉંધો વાળી દીધો. દશ પંદર મિનિટ નહિં ગુઝરી કે બે સેના ઝરાર બિન અઝવર અને રાફે બિન અમરા તાઈના તાબા હેઠળ રઝમના મયદાનમાંથી આવી પહોંચી. રૂમીઓ ઇસ્લામીઓની ફોજ પાસે આવતાં જોઇ હિંમત હારી ગયા. અને લડવા કરતાં નાસી છુટવાને પસંદ કર્યું. પરંતુ તુમા ખાલિદ બિન વલીદના મારથી ઝખમી થઇ ઝમીન પર પડયો. અને અબદુલ રહેમાને એનું માથું કાપી લીધું. હરબીસ થોડા સિપાઇઓને લઇ જીવ બચાવવાથેં પર્વત પર ચઢી ગયો. ખાલિદ બિન વલીદે તેની પુંઠ પકડી અને એઓની પાછળ અબદુલ રહમાન પણ ગયા. એ બંને બહદુરોએ પર્વતની ટોંચ સુધી એમની પુંઠ પકડી ને આખરે હરબીસ તથા તેના વીસ સાથીઓને કતલ કરી નાખ્યા. રૂમીઓના બંને સરદારો માર્યા ગયા. અને લશ્કરમાં જોશભેર કતલનું કામ ચાલ્યું.

આપણી વાર્તાનો હીરો યુનુસ પોતાની પ્યારી મહબુબાની શોધમાં અહિંતહિં ફરી રહયો હતો કે એક બાજુથી કેટલીક હથીઆરબંધ રૂમી સ્ત્રીઓની ટોળી નાસતી મઅલુમ પડી યુનુસ તે ટોળી તરફ ધસ્યો. અને મરયમને ઓળખી લઇ તેને પકડવાની કોશિશ કરી પરંતુ મરયમ મારવા અને મરવા માટે તૈયાર થઇ ગઇ. તેણી મ્યાનમાંથી તલવાર ખેંચી સામે આવી ઉભી. આશિક અને મઅશૂક બંનેમાં લડાઇ આરંભી. તલવાર અને ભાલાના હુમલા શરૂ થયા. યુનુસ મરયમને નુકસાન નહિં પહોંચે એવી રીતે હુમલો કરતો હતો. માત્ર તેણી બી જાય એવી રીતે તેણે ઢોંગી લડાઇ શરૂ કરી અને મરયમ તો યુનુસની શત્રુ સમાન થઇ પડી હતી. તેણી જે વાર કરતી હતી તે યુનુસને કતલ કરવાના ઇરાદાથીજ, કેટલીક વાર સુધી એ બંનેમાં બાથાબાથી થઇ રહી. રાફે બિન અમીરહ તાઇએ આ લડાઇ દૂરથી જોઇ અને યુનુસની મદદ કરવા માટે ત્યાં દોડી આવ્યો. આઠ દશ સ્ત્રીઓએ તેની ઉપર દૂરથી પથરાનો મારો

ચલાવ્યો. એક ખુબસુરત જવાન સ્ત્રીએ એક ભારે પત્થર એવો તાકીને ફેંકયો કે તે ઘોડાના માથાપર લાગ્યો અને ઘોડો તરત નકામો થઇ પડયો. તે પાયદળ તે સ્ત્રીપર હુમલો કરવા માટે તલ્વાર ખેંચીને ગયા પણ તેણીએ આશરો માગ્યો. જેથી તેણે તલ્વાર મ્યાનમાં કરી લઇ તેણીને કાંઇપણ ઇજા પહોંચાડયા વગર પોતાના કબ્જામાં લઇ લીધી. યુનુસે પણ મરયમ પર કબ્જો મેળવ્યો. તેણીને હઠ તજી દેવા તેણે ઘણુંએ સમજાવ્યું પણ તેણીએ કાંઇ માન્યું નહિં. તેથી યુનુસે કહયું. "પ્યારી મરયમ તું કેવા કઠણ હૃદયની અને બેવફા સાબેત થઇ છે હું તારી આરઝુમાં અહિંઆ સુધી પહોંચ્યો અને તું મારાથી કંટાળે છે? ન્સાફ કર શું એજ મોહબ્બતની શરત છે. શું તે મોહબ્બતવાળો દિલ તારા ખોળામાં નથી જે મારા પ્યારથી ભરપુર હતો? તું ખરૂં માનજે કે મારા હાથથી તેને કોઇ બચાવી સકનાર નથી. હું તારાથી અરઝ કરૂં છું તું મારી થા અને દુન્યામાં જીવ, સંસાર ત્યાગના બેહુદા વિચારને મનમાંથી દૂર કર. આ તારો શરૂઆતનો જુસ્સો છે. ભવિષ્યમાં તને ખબર પડશે કે સ્ત્રી પોતાના સ્વભાવિક જુસ્સાને દબાવવામાં અશકત છે. દેવળની ચાર ભીંતોની અંદર તારાથી એવા ભયંકર પાપો ઝાહેર થશે કે જેનો વિચાર કરવો પણ ભયાનક છે. તે વખતે તને તારી પવિત્ર ઝિન્દગીની છબી નઝર આવશે જયારે કે તારાજ હાથોથી ડાઘવાળી થઇ જશે. તુંજ માત્ર પાપી નહિં થશે બલ્કે ઘણા પવિત્ર પાદરીઓની આબરૂને તારા હાથે કલંક લાગશે."

મરયમ—હું ખુદાવંદે યસૂના સોગંદથી કહું છું કે તારી દરખાસ્તને હું મંઝુર રાખીશ નહિં. ભલે તું જોઇએ તેટલા ફાંફાં માર ચાર૨ છેવટ સારૂં નીવડે કે નરસું. પરંતુ યુનુસ હું તારી થઈ જીવતી રહી શકતી નથી. હું મારો જીવ યસુ મસીહને ભેટ કરી ચુકી છું. જો તને મારી સાથે પ્યાર છે તો હું તેનોજ આસરો લઇ અપીલ કરૂં છું કે મને છોડી દે. હું કોન્સ્ટન્ટીનોપલ ભણી કુચ કરી જાઉં.

યુનુસ—જો તું મને ચાહતી નહિં હોય તો મારાથી એ પણ થઇ શકતું નથી કે હાથમાં આવેલો મતલબ તજી દઉં. આ તારી છોકરવાદી અને નકામું ધર્માંધ છે કે તું મને બે દીન સમજે છે. હું આજે પણ મસીહ—ઇસાની પયગંબરીનો માનનારો છું માત્ર તફાવત આટલોજ છે કે હું નબુવ્વતનો સમાપ્ત કરનાર ફારકલીત પર જેનો વાયદો પવિત્ર

પુસ્તકમાં કરવામાં આવ્યો છે ઇમાન લાવ્યો છું. અને મસીહને રબ તથા અલ્લાહની પેઠે કે જે તમારા વિદ્વાનોએ પોતાને પુજવા માટે સિદ્ધાંત દાખલ કર્યો છે એને સ્વિકારવાથી ઇન્કાર કરૂં છું. બસ એજ સિદ્ધાંત ઇસાઇઓને મુશરિક બનાવી રહયો છે. એનેજ લીધે તેઓ મસીહની સાચી તઅલીમ મુજબ ચાલતા નથી. કેમકે પોલુસે કહયું છે કે "શરીઅત ઇન્સાન માટે લઅનત સમાન છે. તે તેની ઉપર ચાલીને કદી મોક્ષ મેળવી સકતો નથી." પણ ફારકલીત એટલે મુહંમદ રસુલુલ્લાહ (સ૦ અ૦ વ૦) ની હિદાયત છે કે "શરીઅત મુજબ વર્તવાથીજ માણસ મોક્ષ મેળવી સકે છે."

મરયમ—યુનુસ, ખુદા વાસ્તે અને તે ધર્મ માટે કે જેનો તમે સ્વિકાર કર્યો છે હવે મને સ્વતંત્ર કરો. હું તમારી સાથે શાસ્ત્રાર્થ કરતી નથી. આ કામ વિદ્વાનો અને પંડિતોનું છે યાદ રાખો કે તમે એક સ્ત્રીપર તેની મરઝી વિરૂદ્ધ કાબુ મેળવી સકતા નથી. જો તમે તમારા ઇરાદાથી ટળશો નહિં તો એક ખંજર કમરમાંથી કાઢીને હું છાતીમાં ભોંકીને આપઘાત કરીશ.

યુનુસ—(ખંજરને તેણીના હાથથી ખુંચી લેવાની કોશિશ કરતાં) અરે, રેરે, આ શું કરે છે? જો તને મારા પ્યારની કાંઇ કદર નથી તો પોતાના વ્હાલા જીવપર દયા કર. જીવ ખુદાની એક બખ્શિશ છે. જે એકવાર જતાં પાછી હાથમાં આવતી નથી.

મરયમ—(પોતાની છાતીમાં ખંજર ભોંકતાં) હવે હું મારા આ અમુલ્ય જીવને કોઇ બેવફા નવ મુસ્લિમ કમીની કેદથી સ્વતંત્ર થવા ખાતર ગુમાવવું એ મોટું ઇનામ સમજુ છું યુનુસ મારો ખુન તારી ગરદનપર રહેશે. ખુદાવંદ યસુના દરબારમાં તારો ગળો અને મારો હાથ હશે. યાદ રાખ, માત્ર તેંજ મને જિંદગીમાં અભાગણી કરી છે.

મરયમની જીભે આ બોલ પૂરો થયો કે છાતીમાં ખંજરે કામ પુર્ણ કર્યું. અને તે રૂપની દેવી ઝમીનપર પડીને પોતાના લહુમાં પોતાનીજ મેળે નહાઇ અને જીવ ખોળીઆમાંથી ઉડી ગયું.

યુનુસે પોતાની વ્હાલીની લાશને પોતાની ગોદમાં લીધી. વહેતો લહુ બંધ કરવાની ઘણીએ તજવીઝ કરી પણ સફળના મળી નહિં. લાચાર થઇ ડસકાં ભરતો માથું પકડી રહી ગયો. રાફે બિન અમીરહ તાઇ બીજી

સ્ત્રીઓને કેદ કરી યુનુસ પાસે આવ્યો. અને આ બનાવ જોઇ યુનુસને દિલાસો આપતાં કહ્યું, ભાઇ યુનુસ, સબર કર. મારી તરફ જો. અલ્લાહએ તને સારો બદલો આપ્યો છે.

યુનુસ—માથું ઉંચકીને તે શું ?

રાફે—જો આ સ્ત્રીઓમાં જે રેશમી લુગડાં અને સાચા મોતીઓ, તથા સોનાના કંકણ પહેરેલી ઉભી છે. જેનો ચહેરો ચૌદમીના ચંદ્ર જેવો તેજસ્વી છે તેને મેં તારા નિકાહમાં ખુશીથી બક્ષિશ કરી.

યુનુસે રડતી આંખો સાથે તેની તરફ જોયું અને તેનાથી તેનો હેવાલ પુછ્યો તો તે તુમાની બૈરી અને હરકલની દીકરી હતી.

યુનુસ—રાફે કદાચ તમે એને ઓળખતા નહિ હો, તે હરકલ પાદશાહની દીકરી છે. હું તેને લેવાનો હકદાર નથી, કેમકે હરકલ તેની માગણી કરશે. અને મુસલમાનોને તેની બદલ ઘણી દોલત આપે એમાં કાંઇ નવાઇ નથી.

રાફે—કાંઇ પણ થાય, એ તો તારીજ થઇ ચુકી છે. એના બદલામાં જે કાંઇ મળવા પામશે તેનો ધણી પણ તુંજ ગણાશે.

યુનુસ તુમાની બૈરીને પોતાના કબજામાં લઇને મરયમના કફનદફનની ક્રિયા કરી, એ ક્રિયા પુરી કર્યા પછી યુનુસ લશ્કરે ઇસ્લામ સાથે દમિશ્ક તરફ રવાના થયો. રસ્તામાં હરકલના બે પ્રતિનિધિયો મળ્યા. અને તુમાની બૈરીની માગણી કરી. તે બદલ મોટી બક્ષિશ આપવાની મરઝી દેખાડી. પણ યુનુસે એક પાઇ પણ લીધા વગર તેણીને તેઓના હવાલે કરી દીધી. મરયમની ગમગીનીમાં તેણે પોતાનો જીવ ઇસ્લામ માટે કુરબાન કરવા ઠરાવ કર્યો. જંગે યરમુકમાં જીવપર આવી લડી શહીદ થયો.

મરયમના મરણ પછી તે દુન્યાના મોજશોખથી અલગ થઇ ગયો હતો. મુસલમાનોએ ઘણી કોશિશ કરી કે તે મરયમનું ગમ ભૂલી જઇ આનંદી ઝિન્દગી ગુઝારે પરંતુ તેને તે રૂચતું આવ્યું ન હતું.

રાફે બિન અમીર તાઇ યુનુસ પર ઘણા મહેરબાન હતા. શહીદ થવા બાદ તેઓએ યુનુસને સ્વપ્નામાં જોયો કે તે ઘણોજ રાઝી ખુશી છે. અને કહે છે કે અલ્લાહ તઆલાએ તેના કામોના બદલામાં એવો ઇનામ દીધો છે જેની તેને દુન્યામાં આશાએ હતી નહિં,

**સમાપ્ત.**

## આંખની સંભાલ તથા દરદો માટે વપરાતા.




# લોક પ્રસીદ્ધ

# સાચા મોતીના સુરમાઓ

આજે [illegible] ૪૦ [illegible] થયા બનતા આવ્યા છે. અને જે લોકો મારા બનાવેલા સુરમાઓ વાપરે છે. તેઓ બીજા નકલી બનાવેલા સુરમાઓને કદી પણ હાથ લગાડતા નથી પણ કેટલાક અજાણ્યા લોક ભલતે ઠેકાણે ફસાઈ જઈને, તે સુરમો વાપરી પોતાની આંખને નુકસાન પહોંચાડે છે. તેથી જાહેર પ્રજાને ચેતવણી આપવામાં આવે છે, કે મારા બનેલા સુરમાઓ ફકત બે ઠેકાણે વેચવા રાખેલા છે

ઠેકાણું—ડુંગરી અંદર, મારા રહેવાના મકાનમા જ્યા નીચે મારા નામનું પાટીયું મારેલું છે ત્યા.

**બીજું ઠેકાણું**—શેઠ મુળજી જેઠાની કાપડ બજારમાં બાહેર રસ્તા ઉપર.

**ખોજા હાસમ મનજી પદમશીની દુકાને,**

## ખોજા મહામદ હાસમ

**બનાતવાલા.**